॥ ॐ तत्सत् ॥

પંડિત ગંગાપ્રસાદ-શાહપાડા-અલીગઢ.

# કોકશાસ્ત્ર.

એમાં સ્ત્રી પુરૂષોના ભેદ, લક્ષણ, સહવાસ અને ગર્ભાધાનના નિયમ, રક્ષા તથા ઓળખાણ, મન પસંદ સન્તાન ઉત્પન્ન કરવાની રીત, સ્ત્રી પુરૂષોના અનેક રોગોની ઔષધિ, ચિકિત્સા અને નિદાન વગેરે અનેક પરમોપયોગી વિષયોનો સમાવેશ કરવામાં આવ્યો છે.

તૃતીયાવૃત્તિ ઉપરથી

ગુજરાતી ભાષામાં ચતુર્થાવૃત્તિ.

૧૦૦૦ પ્રત. ] [ ઇ. સ. ૧૯૧૮.

કિંમત રૂ. ૧-૪-૦.

મુદ્રક: આર્ય સુધારક પ્રેસ-રાવપુરા વડોદરામાં છાપ્યું તા ૧૯ ૯-૧૯૧૮.

॥ ॐ तत्सत् ॥

પંડિત ગંગાપ્રસાદ-શાહુપાડા—અલીગઢ.

# કોકશાસ્ત્ર.

એમાં સ્ત્રી પુરૂષોના ભેદ, લક્ષણ, સહવાસ અને ગર્ભાધાનના નિયમ, રક્ષા તથા ઓળખાણ, મન પસંદ સંન્તાન ઉત્પન્ન કરવાની રીત, સ્ત્રી પુરૂષોના અનેક રોગોની ઔષધિ, ચિકિત્સા અને નિદાન વગેરે અનેક પરમોપયોગી વિષયોનો સમાવેશ કરવામા આવ્યો છે.

તૃતીયાવૃત્તિ ઉપરથી

**ગુજરાતી ભાષામાં ચતુર્થાવૃત્તિ.**

૧૦૦૦ પ્રત. ] [ ઇ. સ. ૧૯૧૮.

કિંમત રૂ. ૧-૪-૦.

શ્રી

# આયુર્શાસ્ત્ર

અથવા

# કોકશાસ્ત્ર.



श्री स्वस्ति श्रीगणेशायनमो विघ्न विनाशिनि ।
गज वक्रैकदन्ताय विद्या बुद्धि प्रकाशने ॥

## દોહરો.

ગોપતિ ગૌરી ગિરિપતી, ગુરૂ ગણપત અરૂ દેવ;
નમું મર્ણું યુગ ધ્યાન ધરિ, વર પામુ કરી સેવ.
પ્રથમ ભવાની શારદા, પૂજુ વિષ્ણુ મહેશ;
વન્દુ વિઘ્ન નિવારને, ગૌરી પુત્ર ગણેશ.

### છપય.

જય જય જય શિવ હરણુ અશિવ કરન સધન કર;
સુમિરવ નર વર ગહત ગરવ ગુણુ અવગુણુ હનકર;
કહત સકલ રૂજ ભવન બઢત બલ અરિ દુ:ખ દનકરે,
લસત સર્વ સુખ ધનુષ લહત બલ બુધ જન કર;
મિલત સર્વ સિધ સુખદ મિટત અટક સબ કરમ કર,
અલ કવન નિરક્ષર જપહિ નહિ અસશવ ગણુપત સુખનબર.

### દોહરો.

જેની કૃપા કટાક્ષથી, શુભ કોષ મળી જાય;
કેવળ એવા ગુરૂને, પરસત ચરન મનાય,
વિના કૃપા ગૌરીશની, પાવન નર પદ ગ્નાન;
એવા સુ ગુરૂ શરણુ લઇ, કેવળ કરૂ વખાણુ.

પ્રિય રસિક મિત્રો ! આ શાસ્ત્ર કૈલાશપતિ શિવજીએ સંસ્કૃતમાં વાત્સાયન કામસુત્રના નામથી રચ્યું. તે પછી જુદા જુદા મહર્ષિયોએ પોતપોતાના નામથી રચના કરી. રતીશાસ્ત્ર સિદ્ધ નાગાર્જુને રચીને દેવી હેમાવતીને સંભળાવ્યું; તે પછી ગર્ગઋષિએ આદિશાસ્ત્રના નામથી રચી મહારાજ પરીક્ષિતના પુત્ર જન્મેજયને સંભળાવ્યું; તે પછી જુદા જુદા મહાત્માઓએ પોતપોતાના નામથી રચના કરી, જેમકેઃ—અનંગ રંગે પોતાના નામેથી, અને તેનો સાર લઇ કોકા પંડિતે કોકશાસ્ત્રના નામથી આ ગ્રંથ રચ્યો, પરંતુ સર્વનો સિદ્ધાંત તો એકજ હતો.

એક સમય એવો હતો કે, આ વિદ્યાને લીધે લંકાના રાજા રાવણુને ઘણાં સંતાન થયાં, અને આ વિદ્યાના પ્રભાવથી સુંદર અ

બવાન, બુદ્ધિવાન સંતાનો પેદા કરવામાં આવતાં હતાં, તથા સેંકડો વરસનું આયુષ્ય કોઇપણ જાતના રોગ વિના ભોગવવામાં આવતું હતું. આ વિદ્યાના બળથીજ—પ્રભાવથીજ અશ્વિનીકુમારે ભૈરવે કાપી નાખેલા બ્રહ્માના મસ્તકને જોડી દીધું હતું. જ્યારે યજ્ઞના વિભાગી દેવ દાનવોનો સંગ્રામમાં જે જે દેવતાઓના અંગ ભંગ થઇ ગયા હતા, તેમણે આ વિદ્યાના બળે પૂર્વવત પોતાના અંગ કરી દીધાં હતાં. ઈંદ્રની ભુજા સ્તંભને આરોગ્ય બનાવી, ચંદ્રમાનો ક્ષય રોગ દુર કર્યો, પુષા દેવતાના દાંત જોડી દીધા; ભગ દેવતાનાં નેત્ર સુધાર્યાં; અને ચ્યવન ઋષિને વૃદ્ધના તરુણ બનાવ્યા, તથા આજ વિદ્યાના પ્રભાવથી અશ્વિનીકુમારે રૂષને વૃદ્ધથી તરૂણ બનાવી લગ્ન કરી પુત્ર આદિ પ્રાપ્ત કર્યાં, અને અશ્વિનીકુમાર દેવપૂજ્ય તથા વૈદ્યોમાં શિરોમણી બન્યા હતા; પરંતુ હાલના વખતમાં આ વિદ્યાને નહીં જાણુવાથી જે કંઇ દુઃખો મનુષ્યો ભોગવી રહ્યા છે તેનું વર્ણન કરવું કઠણ છે. એ દુઃખોને મનુષ્ય દૈવી દુઃખો સમજે છે અને પરમાત્માને નાહક દુષિત કરી પોતે વધારે પાપમાં પડે છે, પરંતુ એટલો વિચાર નથી કરતા કે એ સર્વ પોત પોતાના કર્મોનુંજ ફળ છે. પોતેજ નઠારાં કર્મ કરી પોતાનું મૂળ પોતાને હાથેજ કાપી રહ્યા છે. જે વિદ્યાના પ્રભાવથી પ્રાચીન મહાત્માઓ અને વૃદ્ધોએ એવી ઉન્નતિ કરી હતી કે જેનો ચમત્કાર હજી સુધી આ પૃથ્વી પર ચાલી રહ્યો છે. આજ એ વિદ્યાનું નામ નિશાન સુદ્ધાં આપણને આપણા વડીલોની પાસે લેવામાં શરમ આવે છે એ વિદ્યાનું નામ દેવામાં પણ દોષ ગણવામાં આવે છે।

[illegible] શબ્દ કે જેનો અર્થ હિંદીમાં ગર્ભનો આશય—ગર્ભાશય

એવો છે, અને તે એવી વસ્તુ છે કે જેમાં મનુષ્યનું વીર્ય રહે છે તથા તેથી સંતાન પેદા થાય છે. એમાં જરા પણ વિઘ્ન થતાં સ્ત્રી સંતાનોત્પત્તિને લાયક રહેતી નથી, અને આખી ઉમર સંતાન રહિત દુઃખમાં ઝુરી મરે છે તથા એ દુઃખમાં આખા શરીરનો નાશ કરે છે. વળી આ વિદ્યાના અભાવથી કોઇ સ્ત્રીને એકલી માત્ર પુત્રીઓ જ પુત્રીઓ પેદા થાય છે. કોઇ કોઇ તો આખી ઉમર સ્ત્રી સમાગમમાંજ પોતાનો પુરૂષાર્થ ગુમાવી દેછે, છતાં પણ સંતાનનું નામ નિશાન પણ જોવા પામતા નથી, અને કદાચ તેવા પૈકી કોઇને સંતાન પ્રાપ્ત થાય છે તો તે જીવતાં રહેતાં નથી, કદાચ જીવતાં રહે છે તો આખી ઉમર બિચારાં રોગગ્રસ્ત સ્થિતિમાં પીડાયાં કરેછે, અને નાની ઉમરમાંજ મરણને શરણ થાય છે અને તેવાં સંતાનોનાં માબાપોને આખી ઉમર સંતાન સંબંધી દુઃખજ ભોગવવું પડે છે.

ઘણાખરા માણસો આ વિદ્યાને નહિ જાણવાથી બાલ્યાવસ્થામાથીજ નિંદીત કર્મ કરી પોતાનું આખુ આયુષ્ય બગાડી નાખે છે, અને યુવાવસ્થામાં વૈદ્ય હકીમોની શોધમાં પડી આમથી તેમથી પૌષ્ટિક ઔષધો, તેલો વગેરેનું સેવન કરવા મંડી પડે છે, અને કોઇ અનાડી ઉંટ વૈદ્યને પાલે પડી જતાં લાભને બદલે નુકશાન કરી બેસી, જીંદગી બરબાદ કરે છે, તથા એવા પુરૂષોની સ્ત્રીઓ પોતાની આશા પુર્ણ નહિ થવાથી કુમાર્ગે ચાલી આખી ઉમ્મર મદનની આગમાં બળી પોતાના શરીરનો નાશ કરે છે, અને તેનો પુરૂષ તેનાં એવાં કૃત્યોથી ચિંતાતુર થઇ કોઇ કોઇ વખત આપઘાત પણ કરી બેસેછે.

વળી આ વિદ્યાના અભાવથી સંતાનો કાણાં, કુબડાં, આંધળાં, લુલાં, લંગડાં બહેરાં વગેરે અપંગ પેદા થાય છે; છતાં એવું

બને છે કે ઘણા મનુષ્યનો આવાં પુસ્તકો જોઇને ભરૂંસો ઉઠી ગયો છે, તે માને છે કે માત્ર લોકોએ પૈસા પેદા કરવા માટેજ ૫૦ કે ૧૦૦ પાનનાં એવાં પુસ્તકો બનાવી છપાવી એક એક રૂપીઓ કીંમત રાખી તેથી લોકોએ એવાં લેવાં તો શું પણ જોવા સુદ્ધાં બંધ કર્યા પરંતુ આ વિદ્યા એવી છે કે, જેની પ્રશંસા કરવી ઘણી કઠણ છે અને હજી પણ ઘણા લોકો આ પુસ્તકને એજ નામથી મંગાવે છે તેથી મેં આ પુસ્તક પ્રથમ ઉર્દુમાં છપાવ્યું હતું, તથા તે વખતે અનેક કોકશાસ્ત્રો તથા વૈદક, જ્યોતિષી, ડાકટરો યુનાની પુસ્તકોના મત પ્રમાણે આ પુસ્તક બનાવવામાં આવ્યું હતું કે જેથી દરેક માણસ પોતાના જન્મથી તે મરણ પર્યંતના કર્તવ્યને જાણી લઇ પોતાનું આયુષ્ય નિરોગીપણે વ્યતીત કરે, અને આ વિદ્યા જાણતાં લાભ હાની સમજી નિર્બળ બની દરિદ્રી, નિર્ધન, રોગી વગેરે થતાં બચે તથા ધનવાન, પુત્રવાન, બળવાન અને બુદ્ધિમાન બને.

છેવટે સર્વ રસિક જનોને પ્રાર્થના છે કે, જો મારી અલ્પ બુદ્ધિથી આ પુસ્તકમાં કાંઇ ભુલચુક રહી હોય તો તેને સુધારીને મને સુચના કરવામાં આવશે, તથા કોઇ બાબત ન સમજાય તો તે પત્રવ્યવહાર કરી પુછી લેવામાં આવશે એવી આશા છે.

# પહેલો અધ્યાય.



સંતાન પેદા થવામાં મુખ્ય બે વસ્તુઓની જરૂર છે એક વીર્ય અને બીજુ આર્તવ. માટે બેનું વૈદક મત અનુસાર વર્ણન કરૂં છું.

## વીર્ય રચના અને પ્રભાવ.

જે પદાર્થ ખાધામાં આવે છે તે મુખદ્વારા પક્વાશયમાં જાય છે ત્યાં પિત્તની અગ્નિથી દગ્ધ થઇ તેનો પ્રથમ રસ બને છે. એ રસ રક્તવાહિની નાડીઓ દ્વારા આખા શરીરમાં પહોંચે છે, અને પછી તેનું લોહી બને છે. રક્તમાંથી પછી માંસ બને છે અને માંસથી અસ્થી, અસ્થીથી મજ્જા અને મજ્જાથી શુક્ર—વીર્ય બને છે. અર્થાત્ એક મહીને ખાધેલા પદાર્થમાંથી રસના સાર રૂપે શુક્ર એટલે વીર્ય તૈયાર થાય છે. એ વીર્ય સંતાનોત્પત્તિનું મુખ્ય સાધન અને શરીરનો રાજા છે.

જે પુરૂષનું વીર્ય પુષ્ટ અને શુદ્ધ છે તેજ પુરૂષ સંસારના સંપૂર્ણ પદાર્થોનું યથાર્થ સુખ ભોગવી શકે છે, અને જે પુરૂષ કુસંગતીથી બાલ્યાવસ્થામાંજ પોતાની વીર્યવાહિની શિરાઓને ખુલ્લી મુકી દે છે—તેને તરૂણાવસ્થામાં વિશેષ પશ્ચાતાપ થાય છે તથા એકદમ વૃદ્ધાવસ્થા આવી જાય છે. જે પુરૂષો પોતાના વીર્યનું રક્ષણ કરે છે—તેને વૃથા ગુમાવતા નથી તથા વૈદકશાસ્ત્રમાં બતાવ્યા પ્રમાણેજ યોગ્ય સમયે પ્રમાણસર તેનો વ્યય કરે છે તે સત્પુરૂષોનું સૌભાગ્ય ઉન્નતિના શિખરપર

ચઢી ઝળકી રહે છે, અને એવા ભાગ્યશાળી પુરૂષોજ દરેક પ્રકારે સંસારમાંના સંપૂર્ણ પ્રકારનાં સુખોને ભોગવી શકે છે.

એજ રજદ્વારા સર્વ ધાતુઓને પૂર્ણ કરી એક મહિનો અને ૯ ઘડીએ શુક્ર અને આર્તવ તૈયાર થાય છે.

મનુષ્યશરીરમાં જે ચૈતન્યતા છે તે વીર્યનીજ છે—બીજા કશાની નથી. એની સત્તાથીજ મનુષ્ય વિદ્યાઓમાં પારંગત, કલાઓમાં કુશલ, યોગમાં સિદ્ધ, ભોગમાં ઇંદ્ર તુલ્ય, બળમાં ભીમ, દીર્ઘાયુષી, ધનવાન, ધર્મિષ્ટ, નૈષ્ટિક, પુત્રવાન, તત્વદર્શી, દીર્ઘદર્શી, ત્રિકાલજ્ઞ, સ્વેચ્છાચરી કાયાપલટન, આત્મિક, આકર્ષણુક, જંત્રી. મંત્રી, તંત્રિ, કોકન્રેત પશુ-ભાષાજ્ઞ, તથા દેવસ્વરૂપ બની શકે છે; જેવા કે, પૂર્વકાલમાં જિતેન્દ્રિ-ઓનાં વ્યાખ્યાન સાંભળવામાં આવે છે, એથી વિરૂદ્ધ જે વીર્યને કોઇપણ જાતનો ઉપયોગી પદાર્થ નહિ સમજી યુવામદના તરલ તરંગોમાં લિપ્ત થઇ મર્યાદાને તોડી નાખી અસીમ અકાલે વીર્યનો અપવ્યય કરી નાખે છે તે નષ્ટભ્રષ્ટ થઇ સંસારમાં સંપૂર્ણ વિપત્તિ ઓની મૂર્તિ બની અનેકાઅનેક યંત્રણા—દુઃખ ભોગવી અકાલે મરણને શરણ થાય છે. તેથી અમારી ભલામણ છે કે, સંસાર સુખની ઇચ્છા-વાળાઓએ વીર્યને વૃથા નષ્ટ કરવું જોઇએ નહિ.

વીર્ય એ અમૃત છે. એને માટે અદભુત પ્રમાણ છે; જે વખતે એ રજસ્વાલાના મૃત રક્ત સાથે સંયોગમાં આવે છે તેજ ક્ષણે સ્ત્રીના કલક્ષિશ્ય ગર્ભાશયમાં ગર્ભદ્વારા પ્રવેશ કરી પુરા નવ માસ થતાં અમૃત રક્તનું એક ચૈતન્યયુક્ત મનુષ્ય શરીર બનાવી દે છે—એ વાત સ્વયંસિદ્ધ છે કે પુરૂષ વિના પુરૂષ નથી થતો, એનું વર્ણન પ્રથમ કલામાં કરવામાં આવ્યું છે.

ડોકશાસ્ત્રે તથા અન્ય વૈદ્યક શાસ્ત્રોએ પણ લખ્યું છે કે, પુરૂષનું વીર્ય વધારે બલવાન હોવાથીજ પુત્રો ઉત્પન્ન થાય છે, તથા મનુષ્ય શરીરમાં મુખ્ય ચિન્હ દાઢી, મુછ, અને વીર્ય પણ પુરૂષમાંજ જોવામાં આવે છે તેથી પણ એવુંજ સિદ્ધ થાય છે કે, પુરૂષજ સદા પુરૂષને ઉત્પન્ન કરે છે, અને સ્રીજ સદા સ્રીને ઉત્પન્ન કરે છે, અને સ્રી તથા પુરૂષ સમાનાવસ્થામાં નપુંશક સંતાન ઉત્પન્ન કરે છે.

વીર્ય સ્રીઓને પણ હોય છે, પરંતુ તે સંતાન બનાવવામાં ઉપયોગી નથી. જ્યારે મદનમદપુરિત બે સ્રીઓ પરસ્પર સંયોગ કરે છે તે વખતે પુરૂષોની પેઠે સ્રી પણ વીર્યપાત કરે છે, તથા એક સ્રીથી બીજી સ્રીને ગર્ભ પણ રહી શકે છે, પરંતુ એ ગર્ભથી ઉત્પન્ન થવું સંતાન માત્ર માંસનો લોચોજ હોય છે. અર્થાત વગર અસ્થીનું તે હોય છે. સ્રીઓને દાઢી મુછ નહિ હોવાનું એ કારણ છે કે વિશેષ કરીને એના અંગાવયવ સ્રીના અંગ પુરતા સંપુર્ણ હોય છે, સ્રીઓમાં પુરૂષનો ભાગ માત્ર થોડુંજ વીર્યજ છે. અન્ય કંઇ નથી.

જેવી રીતે મનુષ્યના શરીરમાં રૂધીર ફરે છે તેવી રીતે સ્રીના શરીરમાં વીર્ય ફરતું રહે છે. સ્રીના રજ અને તેનો માલીક ચંદ્રમા છે. તેથી જે પ્રકારે ચંદ્રમા કૃષ્ણ પક્ષમાં ઘટતો જાય છે તેજ પ્રકારે એ મસ્તકથી તે પગના અંગુઠા સુધી જાય છે, અને પાછું શુકલ પક્ષમાં પ્રતિપદાથી ચંદ્રમા વધતો જાય છે. તેવી રીતે અંગુઠાથી તે મસ્તક સુધી તે પહોંચી જાય છે. તેના સ્થાન નીચે પ્રમાણે છેઃ—

૧ મસ્તક—માથું. ૨ નેત્ર, ૩ અધર—હોઠ, ૪ કપોલ, ૫ કંઠ, ૬ ખભા, ૭ કુચ—સ્તન, ૮ ઉર, ૯ નાભી, ૧૦ શ્રોણી, ૧૧ ગુહ્યાંગ—છુપો ભાગ, ૧૨ જાંઘ, ૧૩ ગુલ્ફ અને ૧૪ અંગુષ્ટ.

જ્યારે પુરૂષનું વિર્ય બલવાન હોય છે ત્યારે પુત્ર, સ્ત્રીનું રજ અધિક હોય છે ત્યારે કન્યા અને સ્ત્રી તથા પુરૂષનું રજ અને વીર્ય સમાન—સરખું હોય છે ત્યારે નપુંશક સંતાન ઉત્પન્ન થાય છે.

### શુક્ર—વીર્ય સ્વરૂપ.

શુક્ર—ધાતુ એ શીતલ, સફેદ, ચિકણો બલપુષ્ટી કર્ત્તા, ગર્ભ ઉત્પન્ન કરવાનો જીવ દેહસારરૂપ પદાર્થ છે, અને તે જીવનો ઉત્તમ આધાર છે, જો કે જીવ આખા શરીરમાં રહે છે તેથી વીર્ય રૂધીર અને મળના ક્ષીણ થવાથી તે પ્રાણી ક્ષણમાત્રમાં મૃત્યુ પામે છે.

### શુક્રસ્થાન.

જેવી રીતે દુધમાં માંખણ તથા શેરડીમાં મીષ્ટ રસ છુપાઇ રહેલો હોય છે એવી રીતેજ પુરૂષના આખા શરીરમાં વીર્ય રહેલું છે.

### શુદ્ધ વીર્યનાં લક્ષણ.

સ્ફટિકના જેવું સ્વચ્છ, પાતળું, ચીકણું, મીઠું અને મધ જેવું ગંધયુક્ત શુક્ર હોય છે, પરંતુ કોઇ કોઇ તેલ અને મધ જેવા રંગ વાલાને પણ શુદ્ધ કહે છે. એવું વીર્ય સંતાનોત્પાદક હોય છે.

### શુક્ર દોષ લક્ષણ

વાત, પીત, કફ દુર્ગંધિયુક્ત, ગંઠાઇ ગયેલું, મધના જેવું ક્ષીણ મુત્ર અને પુરૂષના દોષથી દુષિત વીર્યવાળો પુરૂષ સંતાનોત્પન્ન કરવામાં અસમર્થ બને છે, અને કદાચ એવા પુરૂષથી સંતાન ઉત્પન્ન થાય છે. તો તે રોગગ્રસ્ત અને વિકૃતિરૂપ થાય છે ( સુશ્રુત. )

જે વીર્ય વાત દોષવાળું હોય છે તેમાં વાતની પેઠે વેદના

થાય છે. વીર્યનો રંગ લાલ, કાળો થઇ જાય છે. પીતના બિગાડથી પીતના જેવું પીળા રંગનું તથા ઉષચોશાદિ પીડા થાય છે, અને તેમાં સડેલા મધ તથા મુડદાના જેવી ગંધ પણ આવે છે. કફથી દુષિતમાં કેવળ ખુજલી જેવી પીડા થાય છે, તથા વીર્યનો રંગ શ્વેત હોય છે, અને તેની ફીકી વાસ આવે છે. રક્તદુષિત વીર્ય રંગે રૂધીરના જેવું લાલ-પીતના જેવી પીડા કરનાર અને મુડદાના જેવી વાસવાળું હોય છે. કફ અને વાતથી વીર્ય ગાંઠા ગાંઠાવાળું થઇ જાય છે, પીત્ત અને કફથી વીર્યમાં સડેલા મધના જેવી દુર્ગંધી આવે છે. વાત પિત્તદુષિત વીર્યમાં ક્ષીણતા હોય છે, અને ત્રિદોષદુષિત વીર્યમાં વિષ્ટા અને મૂત્ર જેવી દુર્ગંધી હોય છે.

### સાધ્યાસાધ્ય શુક્ર દોષ.

જે વીર્યમાંથી મુડદાના જેવી વાસ આવે છે, જે વીર્યમાં ગાંઠા ગાંઠા પડી ગયા હોય છે, જેમાં સડેલા મધના જેવી ગંધ આવે છે, અને જે ક્ષીણ છે, એ ચારે જાતનો શુક્ર દોષ કષ્ટસાધ્ય છે.

### શુક્ર દોષ ચિકિત્સા.

૧ જેના વીર્યમાં મુડદાના જેવી વાસ આવે છે તેને કુણપ શુક્ર દોષ કહે છે. એનું ઔષધઃ ધાવડીના ફુલ, ખેરસોર, અનારની છાલ અને અર્જુનના કલ્કમાં અથવા સાલસાદિ ક્વાથથી તૈયાર કરેલું ઘી પાવું.

૨ જેના વીર્યમાં ગાંઠા ગાંઠા પડી ગયા હોય તેને કચુરના ક્વાથમાં સિદ્ધ કરેલું ઘી પાવું.

૩ જેના વીર્યમાં મધના જેવો વાસ આવતો હોય તેને ન્યગ્રોધગણના કલ્કમાં સિદ્ધ કરેલું ઘી પાવું.

૪ ક્ષીણ વીર્યવાળાને પૃષ્ટીકારક પદાર્થ અથવા ઉપર બતાવેલાં ઘી તથા દુધનું સેવન કરાવવું.

૫ જેના વીર્યમાં પુરીશ (વીષ્ટા) ના જેવો વાસ આવતો હોય તેને ચીતા, ખસ અને હીંગના કવાથમાં સિદ્ધ કરેલું ઘી પાવું; જો કે આ રોગ અસાધ્ય છે છતાં તેની દુર્ગંધ દુર કરવાનો આ ઉપાય છે.

## આર્તવ ઋતુ પ્રશંસા.

જેવી રીતે પુરૂષના વીર્યનું વર્ણન કરવામાં આવ્યું છે, એવીજ રીતે સ્ત્રીના આર્તવ રૂપી ભુમિકાની પણ વ્યાખ્યા કરવી જરૂરની છે; કેમકે, સંતાનોત્પન્ન કરવામાં એ બંને મુખ્ય છે.

સ્ત્રીના ઉદરમાં ડીમ્બકોષ છે, ડિમ્બને વસ્થ ચર્મ થેલીના રક્તથી દર માસે ઇંડા જેવો નાનો પદાર્થ ઉત્પન્ન થાય છે. ક્રમે ક્રમે એક માસ પુરો થતાં એ ડિમ્બકોશ ફાટે છે, તે વખતે રક્ત નીકળે છે, અને ક્રમથી એ નાનો ઇંડા રૂપ પદાર્થ ગર્ભસ્થળીના પુર્વમાં નાળી સાથે જઇ મળે છે, અને એ રક્ત મુત્રદ્વારા બહાર નીકળે છે. કેટલીક સ્ત્રીઓને એ રક્ત ૩ કેટલીકને ૫—૬—૭ દિવસ સુધી નીકળે છે એને ઋતુ કહેવામાં આવે છે.

## રજસ્વલા થયાનાં ચિન્હ.

યૌવનનાં લક્ષણ, તબવટીની અંત્રી સર્વ પુર્ણતાને પામે છે. યોળી વિસ્તૃત, સ્તન ઉંચા અને પરીપુર્ણ થાય છે. ગર્ભસ્થલી પણ યોન સાથે મળી જાય છે, છાતી, ગળું અને હાથ પુર્ણતાને પામે છે. આખું શરીર ભરાવદાર અને મોટું થાય છે. શરીરમાં અમુક ભાગમાં કેશ અધિકતાથી ઉત્પન્ન થાય છે. સ્વર મીઠો અને ગંભીર

થાય છે. ટુંકામાં સર્વ શરીરમાં યુવતીમાં જે માધુર્યતા, જે તેજ અને જે સૌંદર્ય જોઇએ તે સર્વ પ્રાપ્ત થાય છે ત્યારે ઋતુ પ્રાપ્તીની શરૂઆત થાય છે.

સ્રીને ઋતુ પ્રાપ્તીનો આરંભ થાય છે એટલે જાણવામાં આવે છે કે તે યુવતી થઇ છે તથા હવે તે ગર્ભ ધારણ કરવાને યોગ્ય બની છે. સ્રીને ઋતુ તેની ૧૨ વર્ષની ઉમ્મરથી તે ૧૬ વર્ષની ઉમ્મર સુધીમાં શરૂ થાય છે અને તે સાઠ વર્ષની ઉમ્મર સુધી ચાલુ રહી તે પછી બંધ થઇ જાય છે. પરંતુ જે સ્રીઓ ગરમ પદાર્થનું સેવન કરે છે, નઠારી સોબતમાં હોય છે, તથા નાટક, ઉપન્યાસ વગેરે વાંચે છે તેને નાની ઉમ્મરમાંથીજ રૂતુ પ્રાપ્તી શરૂ થાય છે; પરંતુ એવી રીતે બાલ્યાવસ્થામાં રૂતુ પ્રાપ્તી થવાથી તેની આરોગ્યતા બગડે છે, સંતાન થાય છે તો તે દુર્બળ, રોગીષ્ટ, અલ્પાયુષી થાય છે, અને તે સ્રી પોતે પણ રોગગ્રસ્ત રહે છે.

## રજસ્વલાનું પીછાન

મુખપર સુસ્તી, નેત્રોમાં નીલાપણું, શરીરમાં આળસ, જાંઘ-જાનું, છાતીનું ફરકવું, નર્મ શબ્દોચ્ચારણ એ રજસ્વલા સ્રીને ઓળખવાની નિશાનીઓ છે.

## રજસ્વલાનું કર્તવ્ય.

રૂતુમતી સ્રીએ નિયમાનુસાર ચાલવું જોઇએ. કેમકે સ્રી જાતીને રૂતુ એ એક અગત્યની વાત છે. રૂતુકાલમાં અસાવધાન—બેદરકાર રહેવાથી અનેક પીડાઓ ભોગવવી પડે છે, એટલુંજ નહિ પણ એ વખતે યોગ્ય નિયમો ન પાળવાથી સંતાન પેદા થાય છે તે પણ દુઃખી થાય છે

માટે રજસ્વલા સ્ત્રીએ નિયમ પ્રમાણે ચાલવું જોઇએ. રજસ્વલા સ્ત્રીએ એકાન્તમાં રહેવું. સ્નાન ન કરવું, ધાતુના વાસણમાં ખાવું નહિ, નવાં વસ્ત્ર પહેરવાં નહિ, પલંગ પર સુવું નહિ, સુગંધી વસ્તુઓ, ફૂલ સુંઘવાં, ચંદન, મસી, સુરમો, કાજળ, મદીરા સેવન, રૂદન કરવું, ઉંચા આસનપર બેસવું, ગરમ પાણીથી મો ધોવું, શરીરે તેલ ચોળવું, ક્રોધ કરવો એ વગેરેનો ત્યાગ કરવો.

## નિયમો નહિ પાળવાથી નુકશાન.

રજસ્વલા સ્ત્રી ઉપર બતાવેલા નિયમ નથી પાળતી તો તેની અસર તેના સંતાન ઉપર થાય છે. સુશ્રુત લખે છે કે—રજસ્વલા સ્ત્રીના દિવસે સુવાથી સંતાન ઉંઘણસી, કાજળ—સુરમો આંખે આંજવાથી આંખના રોગવાળું, તેલ લગાડવાથી કોઢવાળું, દોડીને ચાલવાથી ચંચલ, હસવાથી કાળા હોઠ, કાળાદાંત અને કાળા તાળવાવાળું, જેવો આહાર વિહાર રજસ્વલા સ્ત્રી કરે તેવાજ આહાર વિહારવાળુ સંતાન ગર્ભ રહેવાથી ઉત્પન્ન થાય છે.

એ સંબંધમાં જેવી રીતે વૈદક સાસ્ત્રમાં લાભાલાભ કહ્યા છે, તેવીજ રીતે જ્યોતિશાસ્ત્રમા પણ વિસ્તાર પૂર્વક એના લાભાલાભ બતાવ્યા છે માટે તે જાણવાની પણ જરૂર છે, માટે ચતુર મનુષ્યોને ઉચિત છે કે નીચે લખેલા નિયમાનુસાર શુભાશુભ પર અવશ્ય ધ્યાન આપવું.

## માસ રજોદર્શનિફલ.

પ્રથમ રજોદર્શન વખતે જે માસ હોય તેનું ફલ નીચે પ્રમાણે જાણ વું:—

ચૈત્ર માસમાં પ્રથમ રજોદર્શન થાય તો તે સ્ત્રી વાંઝણી થાય છે, વૈશાખમાં થાય તો ધનવૃદ્ધિ થાય, જેઠ માસમાં થાય તો રોગી થાય, અષાઢમાં થાય તો સંતાન થઇને મરી જાય. શ્રાવણમાં થાય તો ધનવાન થાય. ભાદરવા માસમાં થાય તો દરિદ્રી થાય, આસો માસમાં થાય તો ધન ધાન્યવાળી સુખી થાય, કાર્તિકમાં થાય તો નિર્ધન થાય, માર્ગશિર્ષમાં થાય તો ઘણી પ્રજાવાળી તથા પતિવ્રતા થાય, પોષમાં થાય તો વ્યભિચારિણી થાય, મહામાં થાય તો પુત્રવતી થાય, અને ફાગણ માસમાં થાય તો તેને પુત્ર ધન મળે અને તે ઘણી સુખી થાય.

## તિથિ રજોદર્શન ફલ.

પ્રથમ રજોદર્શન વખતે જે તિથિ હોય તેનું ફલ નીચે પ્રમાણે મળે છેઃ—

પડવાના દિવસે પ્રથમ રજસ્વલા થનાર સ્ત્રી પવિત્ર થાય, બીજે થાય તો આળસુ અને દુઃખીણી થાય, ત્રીજે થાય તો પુત્રવતી, ચોથે થાય તો વિધવા થાય, પાંચમે થાય તો અખંડ સૌભાગ્યવંતી રહે, છઠે થાય તો કાર્યનો નાશ કરનારી થાય, સાતમે થાય તો સારી પ્રજા ઉત્પન્ન કરનારી થાય, આઠમે થાય તો રાક્ષસી થાય, નોમે થાય તો વિધવા થાય, દશમે થાય તો સુખ ભોગવનારી થાય, અગિઆરસે થાય તો પવિત્ર થાય, બારસે થાય તો તે સ્ત્રીનું મરણ થાય છે, તેરસે થાય તો પતિનું સુખ હમેશાં પામે—કદી તે વિધવા થતી નથી, ચૌદશે થાય તો ધનહીણુ અને વ્યભિચારીણી થાય છે, પૂર્ણિમાએ થાય તો અતિશય લક્ષ્મી મળે છે અને અમાવાસ્યાએ

પ્રથમ રજસ્વલા થનાર સ્ત્રી કુલટા તથા સર્વ રોગથી ભરેલી થાય છે, આમાં શુક્લ અને કૃષ્ણ પક્ષનો કંઈ ભેદ નથી.

### ગ્રહણ અને સંક્રાંતિ રજોદર્શન ફલ.

સંક્રાંતિમાં પ્રથમ ઋતુદર્શન થાય તો તે સ્ત્રી વૈરિણી થાય, અને જો સ્ત્રી ગ્રહણમાં પ્રથમ ઋતુમતી થાય તો તે અવસ્ય વિધવા થશે એમ જાણવું.

### વાર રજોદર્શન ફલ.

રવિવારે જો સ્ત્રીને પ્રથમ રજોદર્શન થાય તો તે વિધવા થાય છે, સોમવારે થાય તો તેની પ્રજા મરણ પામે છે. મંગળવારે થાય તો તે કુલટા થાય છે, બુધવારે થાય તો તેને કન્યાનીજ સંતતી થાય છે, ગુરૂવારે થાય તો તેના સ્વામીને શ્રીમાન અને ધનવાન બનાવે છે, શુક્રવારે થાય તો તે સ્ત્રી પુત્રપુત્રીવાળી થાય છે અને શનિવારે સ્ત્રી પ્રથમ ઋતુમતી થાય તો તે સ્ત્રી અવસ્ય વ્યભિચારિણી બને છે.

### નક્ષત્ર રજોદર્શન ફલ.

અશ્વિનિ નક્ષત્રમાં જો સ્ત્રી પ્રથમ ઋતુમતી થાય તો તે શુભ છે, ભરણીમા વિધવા, કૃતિમાં વાંઝણી, રોહિણીમાં પ્રિયભાષિણી, મૃગશીર્ષમાં દરિદ્રી, આર્દ્રામાં ક્રોધી, પુનર્વસુમાં પુત્રવતી, પુષ્યમાં પુત્ર તથા ધનવતી, અશ્લેષામાં વાંઝણી, મઘામાં ધનવતી, પૂર્વામાં અર્થવતી, ઉત્તરામાં પતિવ્રતા, હસ્તમાં પુત્રવતી અને ધનવતી; ચિત્રામાં દાસી, સ્વાતીમાં અન્ય ગર્ભવતી, વિશાખામાં નિષ્ઠુર, અનુરાધામાં દુર્ભાગિની, જ્યેષ્ઠામાં વિધવા, મૂલમાં પતિવ્રતા, પૂર્વાષાઢામાં સૌભાગ્ય-

વતી, તથા ધનીષ્ટા અને શતભિષામાં શુભ, પૂર્વાભાદ્રપદમાં ઉત્તમ ભોગવતી, ઉત્તરાભાદ્રપદમાં લક્ષ્મીવતી અને રેવતી નક્ષત્રમાં જે સ્ત્રી પ્રથમ રજસ્વલા થાય છે તે પતિરહિતા થાય છે.

## યોગ રજોદર્શન ફલ.

વિષ્કુંભ યોગમાં જે સ્ત્રી પ્રથમ ઋતુમતી થાય છે તે સ્ત્રી વિધવા થાય છે. પ્રીતિ યોગમાં પતી સાથે પ્રેમ વાળી, આયુષ્ય માનમાં ધન પ્રાપ્તિવાળી. સૌભાગ્યમાં પુત્રવતી, શોભનમાં મંગળ-દાયક, અતિગંડમાં વિધવા, સુકર્મામાં શુભફલદાયાની, ધૃતી યોગમાં સંપત્તિયુક્ત, શુલમાં રોગીણી, ગંડમાં દુઃખી, વૃદ્ધિમાં પુત્રવતી, ધ્રુવમાં શુભ ફળદાયીની, વ્યાઘાતમાંપતિઘાતિની, હર્ષણમા હર્ષ યુક્ત આનંદી, વજ્રમાં વાંઝણી, સિદ્ધિયોગમાં પુત્રયુક્તા, વ્યતિપાતમા પતિરહિતા, વર્યાનમાં મૃત સંતાનવાળી, પરીધમાં અલ્પાયુષી, શીવમાં પુત્રવતી, સિદ્ધિયોગમાં તુરત ફલદાયીની, સાધ્યમા અધર્મી, શુભમાં સારા ગુણવાળી, શુકલમાં સારાં કામો કરનારી, બ્રહ્મમાં પોતાના પતિ સાથે પ્રિતિ રાખનારી, ઐન્દ્રમાં દેવતાઓ પર આસ્થા રાખનારી, અને વૈધૃતમાં પ્રથમ ઋતુદર્શન જે સ્ત્રીને થાય છે તે વિધવા થાય છે.

## કરણ રજોદર્શન ફલ.

બવ કરણમાં જે સ્ત્રીપ્રથમ ઋતુમતી થાય તો તે વાંઝણી થાય, બાલવમાં પુત્રની પ્રાપ્તીવાળી, કૌલવમાં વેશ્યા, તૈતિલમાં પ્રિયભાષિણી, ગરમાં ગુણસંપન્ના, વણીજમાં પુત્રીણી, વિષ્ટીમાં મૃતવત્સા, એટલે જે-ના બાળકો મરી જાય તેવી, શકુનીમાં કામાતુરા, ચતુષ્પદમાં શુભ, નાગમાં પુત્રવતી, અને કીસ્તુઘ્નમાં પ્રથમ રજોદર્શન જે સ્ત્રીને થા-ય છે તે વ્યભિચારિણી થાય છે.

## રાશિ રજોદર્શન ફળ

મેષ રાશિમાં જો સ્ત્રી પ્રથમ રૂતુમતી થાય તો તે વ્યભિચારિણી થાય, વૃષભમાં સુખભોગીની, મિથુનમાં ધનયુક્તા, કર્કમાં દુઃખી, સિંહમાં પુત્રવતી, કન્યામાં અભિમાની, તુલામાં ચતુરા, વૃશ્ચિકમાં જારિણી, ધનમાં પતિવૃતા, મકરમાં કૃશા, કુંભમાં ધનવાન, અને મીનમાં જો સ્ત્રીને પ્રથમ રજોદર્શન થાય છે તે ચપલા થાય છે.

## હોરા ફલ.

| હોરા | ફલ. | હોરા, | ફલ. |
|---|---|---|---|
| રવિની હોરા. | રોગિની | | |
| સોમની હોરા. | પતિવૃતા. | ગુરૂની હોરા. | સર્વ સિદ્ધિ |
| મંગળની હોરા. | દુર્ભગા. | શુક્રની હોરા. | સૌભાગ્ય. |
| બુધની હોરા. | પુત્રણી. | શનીની હોરા | સર્વ વિનાશની. |

## લગ્ન ફલ.

પ્રથમ સંક્રાતિ ચાલતી હોય તેજ ૧ પ્રથમ લગ્ન જાણવું. જો સ્ત્રી પ્રથમ ૧ મેષ લગ્નમાં રૂતુમતી થાય તો દરિદ્રી થાય, ૨ ધનવાળી, ૩ કામી, ૪ પતિશાશની, ૫ પુત્રપ્રસુત્તા. ૬ પતિવૃતા, ૭ આંધળી, ૮ દદ્દુઃખીતા, ૯ ધનૈશ્વર્યવતી, ૧૦ કર્કશા, ૧૧ ત્રિભયવંશ નાશિની અને ૧૨ મા લગ્નમાં થાય તો ગુણવાળી થાય.

## ગ્રહોનું ફલ.

જો લગ્નમાં સ્ત્રી પ્રથમ રજસ્વલા થાય તેમાં રાહુ, શનિ, રવિ, ચંદ્ર, એ ચાર ગ્રહ સ્થિત હોય તો તે સ્ત્રી વિધવા થાય.

## રક્ત ફલ.

જે સ્ત્રી પહેલી રૂતુમતી થાય તે વખતે તેનું રક્ત જો થોડું લાલ હોય તો તે વ્યભિચારિણી થાય; અને જો એ રક્ત વધારે લાલ હોય તો તે પુત્રવતી થાય, તે કાળું હોય તો તેને છોકરાં થઇને મરી જાય, જો તે જાડું હોય તો વાંઝણી થાય, તે સફેદ હોય તોપણ વાંઝણી થાય, તે પીળા રંગનું હોય તો તે દુરાચારિણી થાય, તે ચનોઠીના રંગ જેવું લાલ હોય તો તે સારી ભાગ્યવાન થાય, અને જો તે સિંદુરના જેવા રંગનું હોય તો તે માત્ર છોકરીઓનેજ જન્મ આપનારી થાય છે.

## કાલ ફલ

જે સ્ત્રીને પ્રથમ રૂતુદર્શન પ્રાતઃકાલમાં થાય છે તેને સુભગા જાણવી, મધ્યાને નિર્ધન, ત્રીજે પહોરે થાય તો શુભ, સંધ્યાકાળે થાય તો સર્વ ભોગ ભોગવનારી અને બંને સંધીકાલમાં થાયતો વેશ્યા, અર્ધારાત્રે થાય તો વિધવા, પહેલી રાતે થાય તો વાંઝણી, અને રાતની તથા દિવસની સંધીમાં થાય તો તે વેશ્યા થાય છે.

## પહેરલાં વસ્ત્રોનું ફલ

પ્રથમ રજોદર્શન વખતે જો સ્ત્રીએ ધોળું વસ્ત્ર પહેરેલું હોય તો તેનું શુભ ફળ છે. લાલ વસ્ત્ર હોય તો રોગી, લીલું વસ્ત્ર હોય તો વિધવા, પીળું વસ્ત્ર પહેરેલું હોય તો તે ભોગી, જેમાં ઘણા રંગ હોય એવું વસ્ત્ર પહેરેલું હોય તો તે પતિપ્રિયા, ઝીણું વસ્ત્ર હોય તો શરીરે દુર્બળ, જાડું વસ્ત્ર હોય તો પતિવ્રતા, ધોયેલું વસ્ત્ર હોય તો સુભગા, અને મેલું વસ્ત્ર પહેરેલું હોય તો તે મલીન થાય છે.

## શુદ્ધાર્તવનું સ્વરૂપ.

સસલાના રક્ત જેવું લાલ અથવા લાખના રંગ જેવું જે આર્તવ હોય, અથવા જેમાં કપડું રંગવાથી તેને જ્યારે ધુવે ત્યારે તે કપડું સ્વચ્છ થઇ જાય—તેના પર ધબ્બા ન રહે તો તે આર્તવ વખાણવા લાયક ગણાય છે, અર્થાત્ એવું આર્તવ ગર્ભધારણ યોગ્ય ગણાય છે. શુક્ર અને શોણિત બન્નેના મળવાથી પુષ્પ પ્રગટ થાય છે.

આ બાબતનું પ્રથમ વર્ણન થઇ ગયું છે. ૠતુકાલજ સ્રીની યોવનાવસ્થા છે. એ સ્થિતિમાંજ સ્રી ગર્ભ ધારણ કરવાને યોગ્ય હોય છે. રજોદર્શનથી ૧૨ દિવસ સુધીમાં ૠતુકાલ ગણાય છે. જો કે ૠતુકાલના ૧૬ દિવસ છે, પરંતુ ચાર દિવસ ૠતુસ્રાવ તથા સંકોચના ત્યાગ કરવાના છે. એનું વિશેષ વર્ણન સહવાસ વિધિમાં કર્યું છે.

### આર્તવ.

रसा देवरसः स्त्रीणा मासि मासि त्र्यहं स्त्रवेत ।
तद्वर्षा द्वादषा दुषर्ध्व याति पिचाशतः क्षयम् ॥

એ આર્તવ સ્રીને તેની બાર વર્ષની ઉમરથી પ્રતિ માસે નીકળવાની શરૂઆત થાય છે, અને ધાત્વાદિકની ક્ષીણતા થતાં ૫૦ વર્ષની ઉમરે તે જતો રહે છે. જો શરીરમાં બળ હોય છે તો આર્તવ ૬૦ વર્ષની ઉમર સુધી પણ ચાલુ રહે છે. ( સુશ્રુત. )

### આર્તવ દોષનું વર્ણન.

સ્રીનું રજ વાત, પિત કફ, રક્ત, વાતપિત વાતકફ, કફપિત્ત અને ત્રિદોષથી દુષિત થઇ સન્તાનોત્પત્તિને યોગ્ય રહેતું નથી, એ જાણ-

વાનાં લક્ષણુ એ છે કે, એ જે દોષથી દુષિત થાય છે, તેમાં તે દોષના જેવો રંગ, અને પીડા થાય છે. એ સબંધી શુક્ર દોષમાં વર્ણન કરેલું છે.

## આર્તવનું સાધ્યાસાધ્ય લક્ષણ.

જેમાંથી મુડદાના જેવા વાસવાળું, ગઠ્ઠા પડી ગયેલું, સડેલી વાસવાળું, મલક્ષીણુ, મુત્ર અને પુરૂષની વાસવાળું, રજ ( આર્તવ ) રક્ત અસાધ્ય ગણાય છે, અને તે શિવાયનું સાધ્ય ગણાય છે.

## આર્તવ દોષોનું સામાન્ય લક્ષણ.

વાત પિત. કફ અને રૂધિર એ ચાર પ્રકારની આર્તવ સંબંધી વ્યાધીઓમાં સ્નેહથી બસ્તિ પર્યંતની છએ પ્રકારની ક્રિયા કરવી જોઇએ. વાતાદિ દોષોને હરવા વાળા કલ્ક, ક્વાથ, કાઢી અને દોષોને દૂર કરવાવાળા યોનિપ્રક્ષાલન કરનાર પાણીનો ઉપયોગ કરવો જોઇએ.

સ્ત્રીના રજ સંબંધી રૂધિરના ગંઠાઇ જવા પર પાઠ, સુંઠ, પીપળ અને કડા છાલનો ક્વાથ પાવો. જે રજમાં વાસયુક્ત જેવો વાસ આવતો હોય અથવા મજાક જેવું હોય તો તેને દૂર કરવા માટે લાલ અથવા સ્વેત ચંદનનો ક્વાથ પાવો, જો રજમાં બીજા કોઇ દોષ હોય તો તેમાં શુક્ર દોષને દૂર કરનારી ક્રિયાઓ કરવી જોઇએ.

## આર્તવ નાશનાં લક્ષણુ અને ઉપચાર.

વાત અને કફ એ બંને દોષ વધીને જ્યારે તે આર્તવનો માર્ગ રોકી લે છે ત્યારે સ્ત્રીનું રજ નીકળતું નથી. એવે વખતે રજના સંચાર્થ પિત્ત પ્રવૃત્તિના ઔષધો—જેવાં કે, માછલી, કુલ્થી, કાંજી,

તલ, અડદ, મધ આપવું હિતકારી થાય છે, તથા ગૌમૂત્ર આઉંઘોદક સુધી દહીં અને ચુકાયાં ભોજન પણ હિતકારી થાય છે.

## આર્તવ દોષોમાં પથ્ય.

આર્તવદોષમાં શાકી ચોખા, જવ, મદિરા અને પિત્તોતેજક માંસનું પથ્ય રખાવવું.

ખિરેટી, ગગેરનની છાલ, વડની વડવાઇ, મહાનાગ કેશરનું નવટાંક ચુર્ણ ગાયના દુધ અને મધની સાથે ૧૬ દિવસ સુધી સેવવાથી રજોદર્શન થશે.

માલકાંકણી, રાઇ, બીજોરૂં, અને વજને પાણીમાં ઘસીને પાંચ દિવસ સેવન કરવાથી સ્ત્રી ધર્મ ચાલુ થાય છે.

જેવી રીતે સ્ત્રીઓને આર્તવદોષ હાનીકારક છે એવીજ રીતે પ્રદર રોગ પણ નુકશાનકાર છે માટે તેનું નિદાન ઔષધ આ જગાએ લખીએ છીએ.

## પ્રદર રોગોત્પત્તિનું કારણ.

ભોજન ઉપર ભોજન કરીને અતિ મૈથુન, શોક, મુસાફરી, લાંઘન ઉપવાસ વજન—ભાર ઉપાડવો, દિવસે સુવું વિ૦ તથા ગર્ભપાત થવાથી કે ચોટ લાગવાથી એ રોગ ૪ પ્રકારનો ઉત્પન્ન થાય છે.

૧ વાતજ પ્રદરનાં લક્ષણ—એમાં સ્ત્રીના શરીરમાંથી રૂખ્ખું, ફીણવાળું, માંસના ધોવડામણ જેવું રક્ત વહે છે.

૨ પિત્તજ પ્રદરનાં લક્ષણ—એમાં સ્ત્રીના અંગમાંથી ઉષ્ણ, લાલ, પીળા અથવા કાળા લીલા રંગનું પાણી વહે છે, તથા શરીરમાં દાહ રહે છે, અને રક્ત વધારે પ્રમાણમાં નીકળે છે.

૩ કફજ પ્રદરનાં લક્ષણ—એમાં ફેરીના રસ અથવા ચોખાના માંડના ધોવડામણ જેવું પીળા રંગનું રૂધીર વહે છે.

૪ સન્નિપાતજ પ્રદરનાં લક્ષણ—એમાં મધુયાદી અથવા મજ્જાના જેવું દુર્ગંધવાળું હરતાલના રંગ જેવું રક્ત નીકળે છે.

ઔષધ;—૧ સોચરનોન, જીરૂં, મુલહડી, અને કમલગટ્ટનો ક્વાથ મધની સાથે પીવાથી બાદીનો પ્રદર રોગ દૂર થાય છે.

૨ બે ત્રણ ટાંક રસાત અને ૨ ટાંક ચોંલાઇની જડને વાટીને મધુની સાથે સાત દિવસ સેવન કરાવવાથી સર્વ પ્રકારનો પ્રદર દૂર થાય છે.

૩ દારૂ હળદર, રસોત, ચિરાયતા, અડુસો, નાગરમોથ, રક્તચંદન, અને અકાવના ફુલના ક્વાથમાં મધુની સાથે પાવાથી સર્વ પ્રકારનો પ્રદર રોગ દૂર થાય છે.

૪ ગુલરનાં સૂકાં ફુલોનુ ચૂર્ણ, સાકર ને મધુમાં મેળવી એક ટાંક ભરની ગોળીઓ બનાવવી અને દરરોજ એક ગોળી સાત દિવસ સુધી લેવાથી સર્વ પ્રકારના પ્રદર રોગ દૂર થાય છે.

## સોમ રોગોત્પતિનૂં કારણ.

જેવી રીતે પ્રદરરોગ હાનીકારક છે તેવીજ રીતે સોમરોગ પણ સ્ત્રીઓને હાનીકારક છે. એ રોગ ઉત્પન્ન થવાનાં કારણ, અતિમૈથુન અતિશોક, અતિ રેચક પદાર્થનું સેવન, વિષય સેવનથી આખા શરીરનું પાણી ક્ષુભિત થઇ યોનદ્વારાથી વહેવા લાગે છે જેથી સ્ત્રીને વારંવાર અત્યંત પીશાબ આવે છે, એને સોમરોગ કહે છે,

ઔષધોઃ—સાકરની સાથે પાકાં કેળાં ખાવાથી તથા અડદનો લોટ, મુલહડી, અથવા વિદારીકંદ એ બંનેની બરોબર સાકરના એક ટાંક ચુરણના ૧૦ દિવસના સેવનથી દુર થાય છે.

## અથ વંધ્યા સ્ત્રી પ્રકાર વર્ણન.

ચૌ૦—વૃદ્ધ કુક્ષાગર્ભ શ્રાવા કહિયે, ગર્ભપાત મૃત વત્સા લહિયે;
વૃદ્ધ કુક્ષ ત્રિયસાત જો દોશ, તાકો વર્ણો રોગ પુનમોષ.
જિહ ત્રિયગર્ભ મુખ તિલ્કત હોય, વીરજ તામો પડૈ ન સૌય;
તાહિ પરિક્ષા યહ બિધિ જાનોં, ઋતુકાલ શિર પીડા માનો.
ઔષધ યા બિધ કરે સુત્રીય, કપાસ બીજ સુહાગા લીય;
મુર્ગી અંડે સંગતહિ પીસ, ગહરા ખરલ ગોલી કર લીસ.
સો ગોલી પોટલ કરબાહિ, તીન દિવસ ઋતુ નિસદિન માહિ;
જોની કે ભીતર તિહ ધરે ચોથે દિન મંજ્જન પુન કરે.
તિયં કે સુખ તિહ રોગ વિનાસૈ, ગર્ભ આશાતિહ ઉદર પ્રકાસૈ.

૨ દુસર વાયૂ જ્યોન વિકાર, ગર્ભ મુખ સો બંધન કાર;
તિહ કર ઋતૂ સમય મઝાર, મસ્તક પીડા હોય અપાર.
તાહિ ઔષધી યય વિધિ જાનોં, તિલ અરૂ તૈલ હીંગ સમ આનો
તીનદિન બસ ટંક ટંક પ્રમાન, ચોથે દિન સો સ્થાન પ્રધાન;
યહ વિધી આશા ગર્ભ પ્રગટાવે, સ્ત્રી બૅધ્યા ગર્ભ સુ પાવે.

૩ તીસર માસ બઢકર ગર્ભ, મુખ બંદ હોત નારી બિધિ સર્મ;
તીહિ પરીક્ષા ભોગ મઝાર, હ્રદય પીડ હોવત સુવિચાર.
ચિકિત્સા તાકી યહી પ્રમાન, હાથી નખકી ભસમ મંગાન;
કાઢે તેલ મો તાહિ મિલાવે; ઋતુ કાલ જોની મેં લાવે;

ચૌથે દિના સ્નાન કર રહે, ગર્ભ રહૈ ઇહ ઉપાય ઋતુ કહૈ.

ચૌથે રોગકી ટંકકર ભાષૈ, સોભી રજા સમ પૂરણ ચાખે;
તિસકર ભોગ સમય બિચાર, કરિ મો પીડા હોત અપાર.
તાહિ ઉપાય સજ્જી સાબુન, રૂતુ ત્રૈદિવસ નિત ધોએજન;
કીટ મરે આશા મન ધરે, ગર્ભ હોય શ્રી ગિધ કરે.

૫ પંચમ દાહયુત દોષબિકાર. સો દાહ શુક્ર કો રકતકરકાર.
તાહિ પરીક્ષા યોંહિ ઉચારે, ભોગ સમે પીડા પગ ધારે;
તિહ ઉપાય ગુલા કાક જીરા, દાલચીની ગુટકા કર ધીરા.
રૂતુ કાલ ત્રૈદિવસ મંઝાર, જોન માહિ નિસ દિનહિતધાર;
પુનઃ ગર્ભધાર કી હોવે આશા, અંધકાર મથ કિયો પ્રકાશ;

પટસો સીતલ જીહ જોની પરે, સિથલપરૈ કુછ સુખ નહિં ધરૈ;
કુકટ વિષ્ટા મધા મગાય, ગુટકા કર રૂતુકાલ સંમાય.
તીન દિવસ યોની મેં રાખે, સિથલ હરે કુન ગર્ભ પ્રકાશી;
માતૃ દોષ તાસમો કહૈ, સર્વ અંગ તિસ પીડા રહૈ.
ભયમેં રોમ, ખડે હોજાવે, સ્વપ્ન અધિક શાન્તી નહિં આવે.
મણિ અસ તંત્ર પ્રધાન, દુણા ઔષધિ જાન પ્રમાન;
તિસ કર હોવૈં ગર્ભકી આશા, સાત પ્રકાર યહ કીન પ્રકાશા.

૭ પુનઃ મૃતબત્સા કહી પ્રમાન, જાહી બાલક હોવત હાન;
તિહ ઉપાય પ્રયાશ્રતહિ કહૈં, કર્મ વિકામતીસો લહૈં;
ગર્ભ શ્રાવ ગર્ભપાત મઝાર, શ્રી ઉપાય જાન મતધાર.

## અથ ગર્ભ ઉત્પન્ન કરવાનો વિધિ

પુષ્ય નક્ષત્ર કે મઝાર, પુતલી સ્વર્ણ પુરૂષ આકાર,
સ્વર્ણ અષ્ટપલ કી કર કોય, અષ્ટ જો પલ પય લીજેં સોય;
અગ્ન મધ્ય પુતલી સુત પાય, તાહિ દુધ મો લેય બુઝાય.

અન્યઉપાય—લક્ષમણવટા દુગ્ધ પિસાય, બિંદુ બામના સાજુ ચઢાય;
રિત કે સમય યહ કરે વિધાન, કન્યા જન્મ તયકોમાન.
અન્યથા—બલા અતિબલા અવર મુલહ, પાય શરકરા પીસ છકઠ;
મધુધૃત દુગ્ધ મિલાય જો પીવેં, પુત્ર પ્રાપ્ત જિસનારી થીવૈ.

અન્યથા—ગજ કેસર પુંગીફલ આન, દોનોં સમ યહ ચૂરનઠાન;
દુગ્ધ સહત પાવૈં રૂતુકાલ, [redacted]જે તાકો લાલ.
મધા મરિચ અદ્રક ગજકેસર, વહ [redacted] પીસે કરે છકતર;
ધૃતસો પીવૈં રૂતુ કે કાલ, ગર્ભ ધરે સુન્દર હો બાલ
બન્ધ્યા બી જો પીવં યાહિ, ગર્ભ ધરે નિશ્ચય લખતાહિ.

અન્યથા—નિત ઇકપત્ર પલાસ કો લીજૈં,તાકો સુક્ષ્મ ચૂરણ કીજૈં
દુગ્ધ સહીત નિત ગર્ભણી પીબૈ, પુત્રપરાક્રમી તાકો થીવૈં;
પુષ્પ નક્ષત્ર કે મંઝારે, મૂલ લક્ષણ કો જો ઉખારે,
કન્યા સો જો પિસાબૈં, કોઇ, દુગ્ધ સધૃત સો પીબૈં જોઇ:
સ્નાતા રિત જો કર હૈ, પાન, જન્મે પુત્ર તાહી કો માન.
પુત્રજીવ મૂલ પત્ર પિસાવૈ, પીસ દુગ્ધ મેંતાહિ પકાવૈં,
રિતાંત નારિ પીવૈં તિસ જોગ, દીર્ઘાયુ પુત્ર પ્રાપ્ત જેહ હોય.
પુષ્પ નક્ષત્ર જાહિ દિન આવે, સિત કટયારી મુલપિસાવૈ:

દક્ષિણ નાસા કે સો દ્વાર, પીવૈ પુત્ર જન્મે તિસ બાર.
બટ કી જટા અસન પ્રબાલ, ચુર્ણ કરે સમ તીનો ડાલ;
મૌંસવર્ણ બત્સી ઇક રંગ, પીવૈં તાસ દુગ્ધ કે સંગ;
પીવૈ પુષ્ય નક્ષત્રહિ માહીં, જન્મે પુત્રશાસ્ત્ર યોગાહીં.
કુડબ એક લીજ તિલ તેલ, કુડબ એક વૃષમુલ સો મેલ,
યહ પકાય રિત અંત મઝાર, પીવૈં તાહિ જો બન્ધ્યાનાર,
પુત્રહિં પ્રાપ્ત નારિ હોઈ સોય, યામેં શંસ્ય નાહિન કોય.

## સહવાસ.

જેવી રીતે પરમાત્માએ પશુપક્ષી વગેરેને માટે સમય મુકરર કરેલો છે તેવીજ રીતે મનુષ્ય જાતને માટે પણ સહવાસને માટે મુકરર સમય કરી મુકેલો છે. પરંતુ પશુ પક્ષ્યાદિ તેનાથી બરોબર જાણીતા છે, દ્દષ્ટાંત તરીકે, શ્વાન—કુતરાં હમેશાં આસો અને કાર્તિક માસમાંજ સહવાસીની અપેક્ષા કરે છે; અને ગધેડાં વૈશાખમાં, બકરો ત્યારેજ બકરીનો સહવાસ કરે છે કે જ્યારે બકરી ગર્ભ ધારણ યોગ થાય છે; એ સિવાયના સમયે માત્ર સુગંધ લઇ હઠી જાય છે. એવીજ રીતે પોપટ, ચકલીઓ, આદિ પક્ષી પોતપોતાના સમય આવે છે ત્યારેજ સહવાસની ઇચ્છા કરે છે, પરંતુ મનુષ્ય જાતિ મદમાં અંધ બની પ્રાચીન નિયમોનું ઉલ્લંઘન કરી પોતાનાં સંતાનોને મુગાં, કાણાં, પાંગળાં, રોગી, મુર્ખ, વાકશક્તિ શૂન્ય, ક્રોધિ, હિંસક, આદિ ઉત્પન્ન કરે છે, અને તે આપણા વૈદ્યક શાસ્ત્રથી સાબીત થઇ ચુક્યું છે. વળી મોટા મોટા ડૉક્ટરો તથા યુનાની હકીમોએ પણ એવીજ રીતે લખ્યું છે કે, મનુષ્ય જાતિનો સર્વ આધાર સહવાસની ઉપરજ અવલંબી રહે

છે; માટે પ્રત્યેક પ્રાણીને જરૂરનું છે કે નીચે લખેલા નિયમો પર અવશ્ય ધ્યાન આપવું.

સહવાસનો લાયક વખત રાત્રીનો છે. કારણ કે રાત્રીએ સમસ્ત વાયુ મંડળમાંથી ( નાઇટ્રોજન ) એક પ્રકારની વરાળ ઉત્પન્ન થાય છે. એ ( નાઇટ્રોજન ) ઉત્તેજક તથા સહવાસને માટે જે બળની જરૂર પડે છે તે બળને વધારનાર છે; પરંતુ દિવસે એ નાઇટ્રોજનની વરાળ મળતી નથી તેથી દિવસે સહવાસબલ હાનિકારક છે.

યુનાની હકીમોએ લખ્યું છે કે, જે ખોરાક ખાવામાં આવે છે તે પેટમાં જઇ હોજરીમાં પચી જાય છે, પરંતુ જમણુ કરવાની શક્તિ સર્વની એક સરખી નહિ હોવાથી સાત સાયત પછી સહવાસ કરવો ઉચીત છે. પરંતુ બુઝરગોએ એવું પણ લખ્યું છે કે, ગિજાબિલકુલ હજમ થયા પછી ખાલી મેદે પર હાની કરે છે. કારણ કે, એ વખતે ભુખ લાગે છે તેથી પુરાણા હકીમોએ લખ્યું છે કે, ખોરાક હજમ થઇ ગયો હોય પણ હોજરી તદન ખાલી ન થઇ ગઇ હોય એવો સમય સહવાસ માટે ઉત્તમ છે. અનિયમિત વખતે પુરૂષાતન ગુમાવવું એ હાનીકારક છે, માટે ૩ કે ચાર દિવસનું એમાં જરૂર અંતર રાખવું જાઇએ.

આપણા શાસ્ત્રોમાં લખ્યું છે કે, પ્રથમ પહોરમાં સહવાસ કરવો એ હાનીકારક છે, કારણ કે, તેવું કરવાથી ભોજન કરેલી વસ્તુ પરિપકવ થતી નથી, કારણ કે સહવાસ પછી કેટલાક વખત સુધી જઠરાગ્નિ મંદ પડી જાય છે માટે બીજા કે ત્રીજા પહોરમાં સહવાસ કરવો લાભદાયક છે. ચોથા પહોરમાં પણ સહવાસ કરવો હાનીકારક છે.

માટે દરેક માણસને જરૂરનું છે કે, રજસ્વલા સ્ત્રી સાથે કદી પણ સંગ ન કરવો, તેમજ પૂર્ણિમા, અમાવાસ્યા, ચૌદશ, રવિવાર, શનિવાર, મૂલ, મઘા, જ્યેષ્ટા, અશ્લેષા, કૃતિકા, અશ્વિની, આદ્રા આદિ નક્ષત્રો તથા નીચે લખેલી બાબતોનો ત્યાગ કરવો.

**અથ વર્જિત સ્ત્રી લક્ષણ.**

દોહા—મલિન અકામ રજસ્વલા, અપ્રિય વૃદ્ધા હોય;
વર્ણ વૃદ્ધ જો નારી હૈ, વ્યાધી પિડિત જોય.
હીનાંગી ઔર ગર્ભિણી બૈરી નાર સુજાણ,
હોવત યોની રોગ જિસ નારી ત્યાગન માન.
ગુરૂ પત્ની સન્યાસની અપને ગોત્રકી નાર:
ઇતની નાર જો ત્યાગીએ અવગુણ બહુત બિચાર.

**અથ વર્જિત સ્ત્રી લક્ષણ.**

સન્ધિ કાલ ઔર શ્રાદ્ધ દિન, પુન સંક્રાંત વિચાર;
અપ્ર સૂર્ય પ્રકાશમેં, નહિં સેવે નર નાર.
આયુ ક્ષ્ટ તિસ હોત હૈ, દીયો ગ્રંથ બતાઇ;
સો અપને મન માનિયો, દેવો નાઇ ભુલાઇ.
ક્ષુધિત અબર ક્ષોભિત જુ હૈ, તૃષિ જલ નિર્મલ માન:
સો સેવત જબ નાર કો, સ્થિત શુક્ર કી હાન.
અવર જો દિન મધ્યાન્હમેં, મૈથુન કા કરે રોગ;
બામ કુપ્ત તિસ હોત હૈ, અબર પલીહા યોગ,
હોવત મૂર્છા તાસુ કો, મૃત્યુ કરે સંચાર;
કેવલ ઐસા જાન કે, મૈથુન કરે વિચાર.
અર્દ્ધ રાત્રિ અરૂ પ્રાત મેં મૈથુન કરહૈ જોય;

કૂપ્ત હોત તિસ દોષ હી, બાત પિત્ત સમ દોય.
તિર્યંગ યોની કહો. અવર અન્નની જાન;
દુષ્ટ યોનિ તમ જાનિયો, મૈથુન તિન્હે ન માન.
મૂઢ ભાવ નર જો કરે, રૂજ ઉપદંશ પ્રગટાત;
સુવ શુક્ર ક્ષય હોત હૈ, કોપ કરતા તિસ બાત.
અપને નર હિત જાન કૈ મૈથુન કરે બિચાર;
જો વિલાય મેં નિષ્ઠ હૈ, ત્યાગ દેયો મતસાર.

## સ્ત્રી અવસ્થા ભેદ.

દોહા—બાલા એક કો કહતિ હૈ; દુસરિ તરૂણી જાન;
પ્રૌઢા તીસરિ જાનિયે, વૃદ્ધા ચોથી માન.
બાલા ષોડષ વર્ષકી, તરૂણી ત્રિંશિત હોય;
પ્રૌઢ વર્ષ પચાસ કી, ઉર્દ્ધજુ વૃદ્ધા શોય.
કામકલા મેં ત્યાગીયે, વૃદ્ધા નારી જોય;
સુખ નહિં ઉપજૈ તાસુતેં, પ્રાણ હરતિ હૈ સોય.

ચો૦—નવીન સુરત મેં બાલા જોઇ, અંધકાર મેં હર્ષે સોઇ;
મહા પ્રકાશ મેં તરૂણી નાર, હરષત મનહી તાસ બિચાર.
અંધકાર પ્રકાશ મે જાન, પ્રૌઢ હર્ષ કરે જો મહાન;

## સ્ત્રીઓને પ્રસન્ન કરવાની યુક્તિ.

અંધકાર પ્રકાશ કે માંહી, વૃદ્ધા કામન હર્ષિત તાહીં;
પુષ્પ માલ ઔર પાન સુપારી, ઇન કર હર્ષિત બાલા નારી.
પહિરે ભૂષણ અતિ બહુ જબહી, તરૂણીકા મન હર્ષિત તબહી;
મુખ તે બાતેં અદ્ભુત સુનાવૈ, વૃદ્ધા કે મન હર્ષ બઢાવૈ.

દોહા—બાલા બલ બાઢૈ સદા, તરૂણી શક્તિ ઘટાય,
પ્રૌઢા વૃદ્ધ સુ કરત હૈ, સેવિવ તિય મન લાય.

ઋતુ ચર્ય્યામાં પણ કહ્યું છે કેઃ—

ગ્રીષ્મ શરદ ઋતુ મેં લહૈ બાલા સંગ રત નિત;
શીત સમયે તરૂણી યથા, બર્ષા પ્રૌઢા હિત.

વૃદ્ધ પુરૂષ તરૂણ સ્ત્રી સાથે વિહાર કરવાથી તરૂણતા મેળવે છે. તેવીજ રીતે તરૂણ પુરૂષનું આયુષ્ય ઘટવું, વધવું, મંદ, તેજસ્વી, તરૂણ, સુંદર, બળવાન, નિર્બળ, સ્થીર પુષ્ટ થવાનો હેતુ કેવલ સ્ત્રી સહવાસજ છે.

આયુર્વેદીય શિખામણ—સ્ત્રીઓ સાથે વ્યવહારમાં વૈદકશાસ્ત્ર પણ શિખામણ આપે છે કેઃ—

सेवत कामतः कामम् वकाद्वाजी कृतान्हिमे ।
प्रकामान्तुनिषेवेत मैथुनम् शिशिरागमे ॥
त्र्यहाद्वसन्त शरदोः पक्षाद् वृष्टि निदाघयोः ।
सरवेषु वृतुषुवमेतु पक्षात्पक्षाद वृजेद्बुध ॥
शीतेरात्रौ हिवा ग्रीष्मे वसन्तेतु दिवानिशि । (भावः)
वर्षा मुबारिद ध्याने शरत्सु सरिसिस्मरः ॥

દુહા—કરૈં કાલ હેમન્ત મેં, તિય સંગ રૂચિ અધિકાય;
બલ બાજી કરણાદિ ભખ, લેવે રત સુખદાય.
શિશિર કાલ મેં સુરત કર, જબ ઇચ્છા પ્રગટાય;
બિરહ દુઃખ નાશૈ સકલ, તન મન સુખ મિલ જાય;

## ઋતુ વિહારનો સમય.

શરદ ઔર વસન્ત મેં, ત્રિય દિન તિય સુખ લેય;
નિત પ્રતિ રત મત જો, લહૈ સુન્દરતા સુખ દેય.
ગ્રીષ્મ વર્ષા મેં સુહૃદ એક પક્ષાત;
સેવ સુન્દરી સુખ બઢે, પ્રેમ ન હૃદય સમાત.

સુશ્રુત સંહિતામાં પણ શ્રી ધન્વન્તરીજીએ કહ્યું છે કે વસંત ઋતુમાં ત્રણ ત્રણ દિવસે સ્ત્રીનો સંગ કરવો અને ગ્રીષ્મમાં ૧૫ દિવસ પછીજ સહવાસ કરવો યોગ્ય છે. એને માટે વખત પણ બતાવેલો છે:—

શરદ મેં નિસ ગમન કરે, સુખવાલા તરૂણી જાનોં;
ગરમી અવા બસંત ઋતુમેં રાત્રિ દિવસ સનાનો.
વર્ષા ઋતુમેં બાદલ ગરજે, બરસે રિમ ઝિમ પાની;
તા સમય વાલ સુમુકાડ લગરત, સુખ લહ મનમાની.
શરદ કાલ ઇચ્છા પ્રગટે જબ, કરૌ સમાગમ જાની;
પ્રેમ પ્રતિ રસરંગ ઉમંગ લહિ, સદા સુખી સહુ પ્રાની.

## સહવાસ યોગ્ય પુરૂષ.

स्नात श्चन्दन लिप्तंग सुगन्ध सुमनोऽन्वित ।
युक्त वृष्यः सुवसनः सुवेषः समलङ्कृतः ॥

ताम्बूलः वदनः पत्य मनुरक्तोऽधिकरमरः ।
पुत्रार्थी पुरुषो नारो मुपेया च्छयने शुभे ॥

છપય—ચન્દન ચર્ચિત અંગ સુગન્ધિત અતર સુવાસહિ,
સુન્દર બસ્ત્ર સુવેષ કેશ આભૂષણ સાજહિ;
રચત અતર તામ્બૂલ દ્રવ્ય કાંઞપથ ભક્ષહિ,
પ્રિયા પ્રીત અનુરાગ બાગ કામન કર પક્ષહિ:
સુરત રહસ કો આશ ચિત નિત પ્રતિ સો પ્રમદા લહત,
મોહન ઐસે પુરૂષકો કામશાસ્ત્ર જોગી કહત.

## સહવાસ યોગ્ય સ્ત્રી.

भर्याम् रूप गुणो पेताम् तुल्य शीला कुलो भवाम् ।
अति कामीऽभि कामानतु हृष्टो हृष्टामलंकृताम् ॥
सेवेत प्रमदाम् युक्तया वाजीकरण बृहितः । (भाव)

છપય—બાલારૂપ કિશોર બયસ શ્રૃંગાર સુસજ્જિત;
મૃગપદ પરસ સુપાન માન આભુષણ રાજત,
કામકલા પ્રવિન સુઘન રસ રહસ દિખાવહિ;
વશી લશી મૃદુ હાસ્ય હરષ ચિત ચાહ બતાવહિ.
શીલરૂપ કુલસત પ્રિયા પ્રીત મીન ચિત ચાહ;
અસ તિય પ્રિય હિય અંક લહિ કરહુ પ્રેમ નિર્વાહ.

## સુખવાસ સ્થાન સ્વરૂપ.

અતિ બિચિત્ર ચિત્રત મહા છબિ સુગંધ સો પુર;
કોમલ અતિ ઉજ્જલ મહા બીતર સબસોં દૂર.

માત પિતા ગુરૂ જન સમીપ નહિ હોવે અરૂ કોઇ;
ગાન વાદ્ય સુખકારી શ્રવનન હર્ષ સુને નહીં સોઇ.
પ્રિયતમ અરૂ પ્રિયતમા મન્દ્ર મેં આપને દોઉ રાજે
મોહન દમ્પતિ મિલહિં પરસપર મૃદુ ધ્રુનિ કંકણુ બાજે.

## સહવાસ તિથિ જ્ઞાન.

**દોહા**—ચતુર્થી દ્વિતિયા પ્રતિપદા તિથી પંચમી જોય:
સેવન કરે નર પદ્મિની અધિક પ્રીતિ તિસ હોય.
ષષ્ઠિ અષ્ટમી દ્વાદશી દશમી એક પહચાન.
ઇન મેં સેવે ચિત્રણી પ્રીતિ અધિક સમાન.
તૃતિયા સપ્તમી જાનિયો અનર ચતુર્દશી જોય,
ઇન તિથિ મો કરે શંખની પ્રેમ અધિક સુખ હોય:
નવમી અવર ચતુર્દશી અમાવસ્યા પૂર્ણમા જોય
ઇન ગો ભોગે હસ્તિની અધિક પ્રીતિ તિસ હોય.

## સહવાસ માટે અયોગ્ય સ્થાન.

દરેક માણસને જરૂરનું છે કે નીચે લખેલા સ્થાનોપર કદી પણ સહવાસનો પ્રસંગ આવવા દેવો નહિ.

અગ્નિ દગ્ધ ગૃહ ભુમિ મસાન, મન્દિર તીર નદીકો જાન:
પશુશાલા પશુબન્ધન ગેહ, પર ઘર કામન તરબર નેહ;
ગુરૂ ગૃહ બુદ્ધ ભવન નિજ પાસ, એતે થાન ન કર સહવાસ.

## સહવાસ માટે અયોગ્ય પુરૂષ

બહુ ભોજન ઔર ક્ષુધિત અંગ મેં જાકે હો પીરા,
તૃપિત વૃદ્ધ વય બાલ રોગયુત બીરજ હીન અધીરા:

ભૂખા નર સહવાસ કરે તો વીર્ય રોગ દરસાવે,
રોગી સેવે નાર મૂર્છા પિલહી મૃત્યુ કો પાવે.
તિર્ય્ં દુષ્ટ અપાનિ કર્મ કર જો નર સુકૃત ઉડાવે,
આત વ્યાધિ ઉપદંશ શુક્ર ક્ષય રોગ ઘનેરે પાવે;
મલ અરૂ મૂત્ર વેગ અથવા બને જીતેન્દ્રી,
ઠાડે રત રૂચી અશમરી રોગહીન હો ઇન્દ્રી.

પ્રાચીન કામશાસ્ત્રાચાર્યોએ સહવાસમાં રતિને મુખ્ય માની છે અને તે ત્રણ પ્રકારની છે. ૧ ઉચ્ચ. ૨ સમ. ૩ નીચ.

૧—પુરૂષ સબલ નારિ નિર્બલ આનંદ ઉમંગ બઢન્ત:
દંપતિસુખ લહિ પરસ્પર પૂરણ સુખ એકાન્ત.
૨—દમ્પતિ બલ મેં સમ રહત, ગહજત એકાએક;
પ્રિતી બઢત નહિં લગત સંગ બિલગ રહત રખ ટેક.
૩—નારી સબલ બલહીન નર, [illegible]ટ શારકી રીત,
એકહુ ક્ષણુ રાખે નહી, દમ્પતિ પ્રેમ પ્રતીત.

## શય્યા વિધાન.

પ્રાચીન કર્માચાર્યોએ જે પ્રકારની રતિને ત્રણ પ્રકારની લખી છે તેવીજ રીતે શય્યા પણ પૃથક પૃથક સ્ત્રિયોને માટે નિર્માણ કરી છે.

## પદ્મનીની શય્યા.

ચન્દન ચાચત મહક સુગન્ધી, પુષ્પ સજી અતિ હોવે;
તાપર પૌઢે પદ્મની નારી, સુખ દે સુખ સોં સોવે.

## ચિત્રનીની શય્યા.

રૂઇ સુગન્ધિત ભરે પુષ્પ સોં કોમલ તાહિ બનાવે;
જાપર પૌઢે ચિત્રની નારી હિત ચિત સોં સુખ પાવે.

## શંખનીની શય્યા.

રૂઇ વરય સોં શય્યા નીકી અડી મુલાયમ હોવે,
શંખિનિ પ્રૌઢે નિસંખિની અતિ જો સુખ સોં સોવે.

## હસ્તિનીની શય્યા.

ભૂમિ ભૂપકર પરૈ ચૂમ કે અધરન જાહિ સુહાવૈ;
નારિ હસ્તની મદમાતી સુખ સોય ભૂમિ પૈ પાવૈ.

## યોગ સ્ત્રી પુરૂષનું સમ્મિલન.

પ્રાચીન ઋષી મુનિઓએ જે યુક્તિઓ યોજી છે તેને ભલે આજકાલના જનો ન માને, પરંતુ વાસ્તવિક રીતે જોવામાં આવે તો એ મનુષ્યોને માટે ઘણીજ લાભદાયક છે, દ્રષ્ટાંત તરીકેઃ—લગ્ન થતાં પહેલાં પ્રથમ વર કન્યાનું યોગ્ય જોડું મેળવવાનો પ્રાચીન કાળમાં પૂર્ણ પ્રચાર હતો. જો કે આખા હિંદુસ્તાનમાં હજી પણ સ્ત્રી પુરૂષનું બલાબલ જોવામાં નથી આવતુ, છતાં પણ જ્યોતિષ મત પ્રમાણે યોગ, ગણ, વર્ગ વગેરે જોવામાં આવે છે. દરેક માણસને જરૂરનું છે કે, લગ્ન કરતા પહેલાં સ્ત્રીની જાતિ ( પદ્મીની વગેરે ) યોગ, ગણ, વર્ગ, વગેરે જરૂર લેવા જોઇએ. કારણ કે, યોગ જોડી ન મળવાથી સ્ત્રી પુરૂષમાં પરસ્પર વિરોધ રહે છે અને તેમનાથી ઉત્પન્ન થતાં સંતાન નિર્બળ લુલાં, લંગડાં, કાણાં, બહેરાં, મૂગાં, નિર્ધન, કામી વગેરે પેદા થાય છે. માટે એ સર્વ જાણવાની જરૂર છે અને તેથી તે અત્રે જણાવવામાં આવે છેઃ—

વર્ગ આઠ પ્રકારના છે. નામનો પહેલો જે અક્ષર જે વર્ગમાં હોય છે તેજ તેનો વર્ગ જાણવો.

૧ ગરૂડ વર્ગ—અ, આ, ઇ, ઉ, એ.

૨ બીલાડા વર્ગ—ક. ખ. ગ. ઘ. ઙ

૩ સિંહ વર્ગ—ચ. છ. જ. ઝ. ઞ.
૪ શ્વાન વર્ગ—ટ. ઠ. ડ. ઢ. ણ.
૫ સર્પ વર્ગ—ત. થ. દ. ધ. ન.
૬ શશલા વર્ગ—પ. ફ. બ. ભ. મ.
૭ મૃગ વર્ગ—ય, ર. લ. વ.
૮ મેઢા વર્ગ—શ. ષ. સ. હ.

પોતાના વર્ગથી પાંચમા વર્ગથી શત્રુતા ચોથાથી મિત્રતા, અને ત્રીજાથી ઉદાસીનતા રહે છે.

ગણ ભેદ.

ગણ ત્રણ પ્રકારના હોય છે. જે નક્ષત્રમાં જન્મ થાય તે ઉપરથી તે નીચે પ્રમાણે જાણવા:—

૧ દેવતાગણ—અશ્વિની, મૃગ, રેવતી, હસ્ત, પુષ્પ, પુનરવસુ, અનુરાધા, શ્રવણ, સ્વાતિ.

૨ મનુષ્યગણ—પૂર્વા; ઉત્તરા, આર્દ્રા, રાહિણી, ભરણી.

૩ રાક્ષસ ગણ—કૃતિકા, મઘા, અશ્લેષા, વિશાખા, શતભિષા, ચિત્રા, જેષ્ઠા, ધનિષ્ઠા, મૂળ.

જો સ્ત્રી અને પુરૂષનો એકજ ગણ હોય તો તેમની વચ્ચે અધિક પ્રીતિ રહે છે. દેવગણ તથા મનુષ્યગણ વચ્ચે મધ્યમ પ્રીતિ રહે છે, અને મનુષ્ય તથા રાક્ષસગણ હોય તો મૃત્યુ થાય તથા દેવ અને રાક્ષસ ગણમાં વેર રહે છે.

વર્ણ ભેદ.

મીન, વૃશ્ચિક, અને કર્ક રાશીમાં જન્મ હોય તો તેનો બ્રાહ્મવર્ણ; મેષ, સિંહ, ધન :રાશીમાં જન્મ હોય તો તેનો ક્ષત્રિયવર્ણ; કન્યા, વૃષભ મકર રાશીમાં જન્મ હોય તો તેનો વૈશ્યવર્ણ, અને મિથુન, તુલા, કુંભ રાશીમાં જન્મ હોય તો તેનો શુદ્રવર્ણ જાણવો.

જો સ્ત્રી ઉત્તમ વર્ણની હોય અને પુરૂષ નીચવર્ણ યાને સ્ત્રી બ્રાહ્મણ વર્ણની હોય અને પુરૂષ શુદ્ર વર્ણનો હોય તો તે સ્ત્રી વિધવા થાય. માટે ઉત્તમમાં ઉત્તમ અને શુદ્રમાં શુદ્ર મેળવવાં જોઇએ.

## ભાગ ભેદ.

રેવતી, અશ્વિની, ભરણી, કૃતિકા, રોહિણી, મૃગશર નક્ષત્રમાં જન્મ હોય તો તે ઉત્તમ ભાગ કહેવાય.

આર્દ્રા, પુનર્વસુ, પુષ્ય, અશ્લેખા, મઘા, પૂર્વા ફાલગુની, ઉત્તરા ફાલગુની, હસ્ત, ચિત્રા, સ્વાતિ, વિશાખા, અનુરાધા, એ નક્ષત્રોમાં જન્મ હોય તો તે મધ્યમ ભાગ કહેવાય.

જેષ્ઠા, મૂળ, પૂર્વાષાઢા, ઉત્તરાષાઢા, શ્રવણ, ધનિષ્ઠા, શતભિષા, પૂર્વાભાદ્રપદ, ઉત્તરાભાદ્રપદમાં જન્મ હોય તો તે પરગામી હોય.

સ્ત્રી પુરૂષ બંને પરમ ભાગી હોય તો પરસ્પર વધારે પ્રીતિ રહે. અને જો પુરૂષ ભાગી પતિ અને મધ્યમભાગી સ્ત્રી હોય તો પતિ શ્રેષ્ટ છે. અને જો સ્ત્રી મધ્યમભાગી હોય અને પુરૂષ પરભાગી હોય તો સ્ત્રી શ્રેષ્ટ છે.

## શિવોક્ત ચક્ર.

૧ શિશક પુરૂષ અને પદ્મિની સ્ત્રીના સંયોગથી પરસ્પર પ્રીતિ અધિક રહે અને સંતાન સુંદર, બુદ્ધિમાન, ધનવાન પેદા થાય.

૨ ચિત્રણી સ્ત્રી અને મૃગ પુરૂષના સંયોગથી સંતાન સુંદર, વિદ્યાધારી પેદા થાય.

૩ વૃષભ પુરૂષ અને શંખણી સ્ત્રીના સંયોગથી પુત્ર બલવાન અને કન્યા ડાકીની પેદા થાય.

૪ અશ્વ પુરૂષ અને હસ્તની સ્ત્રીના સંયોગથી પુત્ર કન્યા જે જન્મ થાય તે કુલટા થાય.

**ચક્ર.**

| સ્ત્રી | પુરૂષ. | કન્યા ઉત્પન્ન થાયતો. | પુત્ર ઉત્પન્ન થાય તો. |
|---|---|---|---|
| પદ્મિની. | મૃગ. | સૌભાગ્યવતી. | યોદ્ધો—પરાક્રમી. |
| ,, | વૃષભ. | કુલટા, પતિઘાતીની. | વ્યભિચારી. |
| ,, | અશ્વ. | ધર્મવતી. | મૂત્રકૃચ્છ રોગી. |
| ચિત્રની. | શશક. | પતિને દુઃખ રહે. | કમ ઉમરનો—શીલવાન |
| ,, | વૃષભ. | પતિની અહિતેચ્છુ. | અલ્પાયુ. |
| ,, | અશ્વ. | સુંદર—અંગહીન નહિ. | જન્મતાંજ મરી જાય. |
| શંખણી. | શશક. | ક્રોધવતી—દીર્ઘાયુ. | વિદ્યમાન—સુશીલ. |
| ,, | મૃગ. | બુદ્ધિમાન,—સુંદર. | વિદ્યમાન—ધર્માત્મા. |
| ,, | અશ્વ. | પતિની અહિતેચ્છુ. | આંધળો-ઓછીઉમરનો. |
| હસ્તની. | શશક. | સુંદર—અલ્પાયુ. | રોગગ્રસ્ત. |
| ,, | મૃગ. | વેશ્યા. | નઠારાં કર્મ કરનાર. |
| ,, | વૃષભ. | પરપતિગમની—કુલટા. | વ્યભિચારી—યોદ્ધો. |

## સહવાસ વિધિ.

સ્ત્રી પુરૂષને સંતાનોત્પન્ન પ્રયોગમાં વધારે વિચારપૂર્વક કાર્ય કરવું જરૂરનું છે. સંતાન થવાં ન થવાં, અથવા કદરૂપાં, કાણાં, આંધળાં દુર્ગુણી થવાનું મૂળ કારણ સહવાસ સમય અને યોગ્યાયોગ્ય પાત્ર ન જોવાનુંજ છે. વખતનો વિચાર નહિ કરવાથી અને આંધળાની પેઠે કામાંધ બની સહવાસ કરવાથી પાછળથી પશ્ચાતાપ કરવો પડે છે તથા જન્મભર દુઃખી થવું પડે છે. માટે રસિકોને અમારી પ્રાર્થના છે કે, એ સંબંધમાં અમે આગળ લખીશું તે પર ખાસ ધ્યાન આપશે. હવે પુત્રેષ્ઠિ કર્મ લખીએ છીએઃ—

## પુત્રેષ્ઠિ કર્મ.

પ્રથમ કોઇ ચતુર વૈદ્ય પાસે પોતાની ચિકિત્સા કરાવવી, પછી કોઇ કર્મ કાંડી અને વિદ્વાન પંડિત પાસે પુત્રેષ્ઠી યજ્ઞ કરાવવો અને સ્ત્રી તથા પુરૂષ બંનેએ એક મહીના સુધી બ્રહ્મચારી રહેવું, તથા શુભ તિથી, નક્ષત્ર, વાર, વિગેરેનો વિચાર કરી પુરૂષે શરીરે ઘીનું મર્દન કરવું અને દુધ સાથે ચોખા વગેરે હલકા પદાર્થોનું ભોજન કરવું તથા સ્ત્રીએ શરીરે તેલનું મર્દન કરવું, અને અડદની દાળના બનાવેલા પદાર્થનું ભોજન કરવું. અને જો પુત્રની ઇચ્છા હોય તો રજસ્વલા થયાના દિવસથી ૪—૬—૮—૧૦—૧૨—૧૪—૧૬ મે દિવસે તથા પુત્રીની ઇચ્છા હોય તો ૫—૭—૯—૧૧—૧૩—૧૫ મે દિવસે સ્ત્રી પુરૂષે સહવાસમાં આવવું. સહવાસ વખતે સ્વર પણ ધ્યાનમાં રાખવો; કેમકે પ્રાચિન ઋષિઓનો મત છે કે, પુરૂષનો જમણો અને સ્ત્રીનો ડાબો સ્વર સહવાસ સમયે હોય અને ગર્ભ રહે તો પુત્ર, અને પુરૂષ-

નો ડાબો અને સ્ત્રીનો પણ ડાબો સ્વર ચાલતો હોય તે વખતના સહવાસના ગર્ભથી પુત્રી પ્રાપ્ત થાય છે.

જ્યારે સ્ત્રી પુરૂષ બંનેનું ચિત્ત ગમનોત્સુખ થાય ત્યારે અનુકુલ દ્રવ્યોથી ચર્ચિત કોમલ તકીઆ અને ગાદીના બીછાનાથી યુક્ત શય્યા તૈયાર કરી કરાવી મનને પ્રસન્ન કરનાર હિતકર ભોજન કરી શૈયાપર પુરૂષે પોતાનો જમણો પગ અને સ્ત્રીએ પોતાનો ડાબો પગ નીચેનો મંત્ર બોલતાં મૂકી શય્યાપર ચઢવું.

**अहरसि विहरसि वाधुरसि वाधुरसि सर्वतः प्रतिष्ठासि धातात्वाद । धातुविधातात्वाद धातु ब्रह्मचर्य सामवेदिति बृह्माब्रहस्पति ॥**

ત્રણ અવસ્થાઓ યોગ્ય સાધનજ જોઇએ, અને બે અવસ્થામાં યોગ ઠીક છે.

## યોગનાં ૮૪ આસનનાં નામ.

૧ સિદ્ધાસન, ૨ પદ્માસન, ૩ દ્રઢાસન, ૪ વીરાસન, ૫ પવનમુક્તાસન, ૬ વામપાદપવનમુક્તાસન, ૭ દક્ષિણપાદ પવન મુક્તાસન, ૮ ધીરાસન, ૯ દક્ષિણપાદ ધીરાસન, ૧૦ સ્વાસે ગમનાસન, ૧૧ દક્ષણુ શ્વાસ ગમનાસન. ૧૨ પશ્ચમતાનાસન, ૧૩ વાતાયનાસન, ૧૪ મયુરાસન, ૧૫ મદ્રાસ્યેત્સન, ૧૬ અર્ધપદ્માસન, ૧૭ કુકકુટઆસન, ૧૮ ગોરખાસન, ૧૯ ઉર્દ્ધ પદ્માસન, ૨૦ અર્દ્ધ પાદાસન, ૨૧ પુરણ પાદાસન, ૨૨ દક્ષિણાસન, ૨૩ શંખાસન, ૨૪ અષ્ઠાંસન, ૨૫ વામ પાદાસન, ૨૬ દક્ષણ પાદાસન, ૨૭ ધનુષાસન, ૨૮ વામ પાદશિરાસન, ૨૯ દક્ષણ પાદાસન, ૩૦ દ્વિપાદ શિરાસન, ૩૧ સ્થિરાસન, ૩૨ વૃક્ષાસન, ૩૩ અર્ધવૃક્ષાસન, ૩૪ ચક્રાસન, ૩૫ તાડાસન,

૩૬ વામ ચતુર્થી શાપાદાસન, ૩૭ દક્ષણ ચતુર્થી શાપાદાસન, ૩૮ ઉર્દ્ધ ધનુષાસન, ૩૯ વામ સિદ્ધાસન. ૪૦ દક્ષણ સિદ્ધાસન, ૪૧ સ્વસ્તિકાસન, ૪૨ સ્થિત વિવેકાસન, ૪૩ ઉસ્થિત વિખકાસન, ૪૪ બામ તર્કાસન, ૪૫ દક્ષણ તર્કાસન, ૪૬ પુર્વ તર્કાસન, ૪૭ વિશ્વાસાસન, ૪૮ અર્ધ કુર્માસન, ૪૯ ગરૂડાસન, ૫૦ સિંહાસન, ૫૧ વામ ત્રિકણાસન, ૫૨ પુરણ ત્રકાનાસન, ૫૩ દક્ષણ ત્રકોનાસન, ૫૪ પ્રાર્થનાસન, ૫૫ વામ પાદ ત્રિકોનાસન, ૫૬ દક્ષણ પાદ ત્રિકોનાસન ૫૭ પુર્ણ પાદાસન, ૫૮ વામ સુકતાસન, ૫૯ દક્ષણ ત્રિકોણ પાદાસન, ૬૦ વામ હસ્ત ભયંકરાસન, ૬૧ દક્ષણ હસ્ત ભયંકારાસત, ૬૨ વામ અર્ધ પદ્માસન, ૬૩ દક્ષણ અર્ધ પદ્માસન, ૬૪ અંગુષ્ટાસત, ૬૫ વામ અંગુષ્ટાસન, ૬૬ દક્ષણ અંગુષ્ટાસન, ૬૭ જેષ્ટિકાસન, ૬૮ વામ અર્દ્ધ પાદાસન, ૬૯ દક્ષણ અર્ધ પાદાસન, ૭૦ વામ હસ્ત ભુજાસન, ૭૧ દક્ષણ હસ્ત ભુજાસન, ૭૩ વામ વર્કાસન, ૭૪ દક્ષણ વર્કાસન, ૭૫ વામ જાન્હવાસન, ૭૬ દક્ષણ જાન્હવાસન, ૭૭ વામ શાખાસન, ૭૮ દક્ષણ શંખાસન, ૭૯ ત્રિસ્થભાસન, ૮૦ વામ પાદ અપાન ગમનાસન, ૮૧ દક્ષિણ પાદ અપાન ગમનાસન, ૮૨ ગૌમુખાસન, ૮૩ કુર્માસન, ૮૪ ઉતાન કુર્માસન,

એ શિવાય પણ કામશાસ્ત્રાચાર્યોએ પોતાના બીજા નામો બનાવી લીધાં જેવાં કે ફુલાસન, ગિલમાસન ભુમાસનઃ—

ફુલાસન—સરસ સુગંધિત ફૂલ સો સેજ કરાવે ત્યાર;
ફૂલાસન તાસો કહત કામી કરત બિચાર.
ગિલમાસન—સ્વેત મુલાયમ રૂઇ ધુનિ લે બીંને વસ્ત્ર ભરાવૈં;
દીપત પૌઢે લહૈં સુખ સુખ સોં રૈન ગમાવૈં.

ભૂમાસન—૨૯ અથવા ફુલ લે ભુમી પૈ બિછવાય;
તાપર પૌઢે દંપતી રસ બસ સુખ અતિ પાય.

## ગર્ભ રહેવાનાં તાત્કાલિક લક્ષણ.

નેત્ર મીંચાય, ગ્લાની, તરસ, આખા શરીરે થાક લાગે, સ્ત્રીનું અંગ ફરકવા લાગે, અને જીવ કચવાવા લાગે તો ગર્ભ રહ્યો છે એમ જાણવું.

## ગર્ભવતી સ્ત્રીનું પીછાન.

મુખપર કાળાશ, બંને સ્તનોમાં દૂધ આવવું, રોમાંચ થાય, શરીરમાં આળસ અને થાક રહે વગર કારણે વમન થાય, સુગંધ પણ ખરાબ લાગે, મોંમાં થુંક વધારે આવે, માથું દુઃખે, જીવ મુંઝાય, માટી રાખોડી, વગેરે પદાર્થ ખાવાનું મન થાય.

## ગર્ભમાં પુત્ર છે કે પુત્રી તેની પરીક્ષા.

જે ગર્ભવાળી સ્ત્રીને પ્રથમ જમણા સ્તનમાંથી દુધ આવે, તથા તે દુધને કાચપર નાખી તડકામાં જૂએ તો પારા કે મોતીના જેવું દેખાય, અને જમણો સ્તન ડાબા કંઈક મોટા તથા રંગ પણ કંઈક સુરખીવાળો કામળ લાગે, મોંની કાંતિ અને રંગ સુંદર લાગે, સ્ત્રીનું મન હમેશાં પુરૂષવાચક પદાર્થોની ઇચ્છા કરે, વળી પુત્ર પેટમાં જમણી બાજુએ હોય છે, અને પુત્રી ડાબી બાજુએ હોય છે, અને તે તરફજ ફરકે છે. સ્ત્રી નિર્બળ અને દુબળી થાય, તથા ઉભી થતાં પ્રથમ જમણો હાથ ઉંચો કરે તથા સુતી વખતે પ્રથમ જમણો પગ લાંબો કરે છે. પુત્ર પેટમાં હોય છે તો ૩ માસ સુધી અભાવ રહે છે. અને પુત્રી પેટમાં હોય છે તો ચાર માસ સુધી અભાવ રહે છે. એથી વિરૂદ્ધ લક્ષણ હોય તો ગર્ભમાં પુત્રી છે એમ જાણવું.

## ગર્ભમાં નપુંશક તથા બે બાળક હોવાનાં ચિન્હ.

બંને પસવાડાં ઉંચાં હોય, તથા પેટ આગળ નીકળેલું હોય, તથા પૂર્વોક્ત બંનેનાં લક્ષણ મળતાં હોય તો ગર્ભમાં નપુંશક છે એમ જાણવું. વળી જે સ્ત્રીના ઉદરની વચમાં નીચાણ અને ગોળની પેઠે ઉદર બંને તરફથી ઉભરાયેલું હોય તો તેના ગર્ભમાં બે બાળક છે એમ જાણવું.

## ગર્ભવતી સ્ત્રીનું કર્તવ્ય.

સ્ત્રીની ફરજ છે કે, માસિક ધર્મથી નિવૃત થતાં જ્યારથી ગર્ભ રહે ત્યારથી તે પસવ થતા સુધી પ્રસન્ન ચિત્તથી તથા પવિત્રતાથી રહેવું તથા પરમાત્માનું ધ્યાન તથા દેવ પૂજન ભજનમાં વગેરેમાં ચિત્ત રાખવું, ભારે વજન ઉઠાવવું, અતિ પરિશ્રમ, પુરૂષ સહવાસ, અને ઘણા તિક્ષણ તથા ઘણા ગરમ પદાર્થોનું સેવન, દિવસે, સુવું, રાત્રે જાગવું, ઘણો શોક કરવો, ઘોડા પર બેસવું, જોરથી ઉધરસ ખાવી, ઉંચેથી કુદવું, તથા શરીરને વધારે મરડીને બેસવું, ફસ વગેરે ખોલાવી લોહી વહેવરાવવું, તથા સ્મશાન, ઉજ્જડ મકાન, વધારે ઉંચાઇપર ચઢવું કે જેનાથી વધારે પરિશ્રમ પડે કે ભય ઉત્પન્ન થાય એવાં સર્વ કામોનો ગર્ભવાળી સ્ત્રીએ ત્યાગ કરવો.

## મનની ઇચ્છા પ્રમાણે સંતાન પેદા કરવાનો ઉપાય.

આજકાલના વખતમાં સંતાનો મૂર્ખ, અલ્પાયુષી, નિર્બળ, રોગગ્રસ્ત આદિ ઉત્પન્ન થાય છે, તેનું કારણ માત્ર આપણા શાસ્ત્રોને ન જોવાં તથા તેમાં જણાવ્યા પ્રમાણે ન ચાલવાનુંજ કારણ છે. પ્રિય રસિક યુવાન મનુષ્યો! તમે તમારાં પોતાનાં શાસ્ત્રાનુસાર ચાલો, અને તેના પર લક્ષ આપો તથા તમારા ભાઇ ભાંડુ, મિત્ર સંબંધી-

ઓને શિખામણ આપો કે જૂની મર્યાદાની માફક ચાલે કે જેથી કરીને વિઘ્નતા સંતાનોમાં થાય છે તે દૂર થાય.

પ્રત્યેક મનુષ્યના મનમાં એવી ઇચ્છા હોય છે કે, મારાં સંતાન અતિ સુંદર, બુદ્ધિમાન, બળવાન, આદિ પેદા થાય, પરંતુ ઘણાખરા મનુષ્યોનું એવું કહેવું છે કે, એ સર્વ વાતો દૈવયોગેજ બને છે. એમના એ કહેવામાં કંઇ શંકા નથી, પરંતુ એ કહેવું તો જે લોકો જુના માર્ગ પર ચાલતા હતા અને સ્ત્રી સહવાસને માત્ર સંતાનજ ઉત્પન્ન કરવાનો હેતુ સમજતા હતા તેમને માટે યોગ્ય છે, પરંતુ આજકાલના લોકો તેને લહેજ્જત-મોજમઝાહ સમજીને સ્ત્રી સહવાસ કરે છે, અને પોતાની જીંદગીને ખરાબ કરે છે, તથા વૃદ્ધાવસ્થામાં પછી હાથ ઘસતા બેસે છે અને તેમની અસર સંતાન પર પડે છે તેવાને માટે એ કહેવું યોગ્ય નથી.

એ વાત જાણીતી છે કે, જો પુરૂષનું વીર્ય બળવાન હશે તો પુત્ર અને જો સ્ત્રીનું બળવાન હશે તો પુત્રી થશે, અને જો બંનેનું બળ એકસરખું-સમાન હશે તો નપુંશક ઉત્પન્ન થશે. એક યુનાની હકીમ સાહેબનું વચન છે કે, જ્યાં સુધી સ્ત્રીનું વીર્ય ઉત્તમ અને બળવાન ન હોય ત્યાંસુધી ગર્ભાધાન નહિ થાય, પરંતુ મર્દનું વીર્ય સ્ત્રીનાથી જરૂર બળવાન હોવું જોઇએ.

**સંતાન ઉત્પન્ન કરવા લાયક પુરૂષ**—જેનું બળવાન શરીર છે, જેની મોટી છાતી છે, એટલે પહોળી છાતી છે, જેના અંડકોશ પરની રગો ચમકતી હોય છે, જેના પેઢુપર વાળ વધારે હોય છે, જેના વીર્યના ડાઘ કપડા પરથી જતા રહે છે એવા પુરૂષથી સંતાન વધારે પેદા થાય છે.

